# આસામ પર હલ્લો.

સચિત્ર ઐતિહાસિક નવલકથા.


પ્રયોજક

**મણિલાલ જેઠાલાલ વ્યાસ**

દોશીવાડાની પોળ—અમદાવાદ.



પ્રકાશક

**પુંજાલાલ ભગવાનદાસ પારેખ**

વઢવાણ સીટી.

સંવત ૧૯૭૪. ઈ. સ. ૧૯૧૮.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૧૦૦.



( સર્વ અધિકાર પ્રકાશકને સ્વાધીન છે. )


મૂલ્ય ૧૪ આના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૭૬૯૨

## આ પુસ્તક મળવાનાં સ્થળો.

પુંજાલાલ ભગવાનદાસ પારેખ–વઢવાણ સીટી.
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે–ત્રણ દરવાજા–અમદાવાદ.
હરગોવિંદદાસ હરજીવનદાસ–પાનકોર નાકા–અમદાવાદ.
એન. એમ. ત્રિપાઠી–કાલબાદેવી રોડ–મુંબઈ.
મેઘજી હીરજીની કંપની–પાયધુની–મુંબઈ.
મોહનલાલ મનસુખરામ–લહેરીપુરા–વડોદરા.
અને બીજા જાણીતા બુકસેલરો.



## મણિલાલ જેઠાલાલ વ્યાસકૃત પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | આસામ પર હલ્લો ( સચિત્ર ) | ૦–૧૪–૦ |
| ૨ | નવ–દંપતીને શિખામણ ... | ૧–૮–૦ |
| ૩ | અલાઉદ્દીનનો ઉદય ( સચિત્ર ) | ૨–૦–૦ |
| ૪ | ખૂન કે જાદૂ ? ( સચિત્ર ) | ૧–૦–૦ |
| ૫ | કલ્યાણી... ... ... | ૧–૮–૦ |
| ૬ | મહાકાળીનું ખડ્ગ... ... | ૧–૮–૦ |
| ૭ | સ્નેહમયી અને વિષમયી. | ૧–૮–૦ |



શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.
ખાડીઆ—અમદાવાદ.

# પ્રકાશકનું નિવેદન.

સારાં પુસ્તકો પ્રકટ કરવાનો ધંધો નફાકારક હશે કે કેમ તે હું જાણતો નથી, પરંતુ એટલું તો હું જોઈ શક્યો છું કે એ ધંધો કાંઈક ઉપકારક તો છે જ; અને એ જ માન્યતાથી પુસ્તકો પ્રકટ કરવાની અને બીજાઓનાં સારાં પુસ્તકો મોટા જથામાં ખરીદ કરી બની શકતી સસ્તી કીંમતે વેચવાની શરૂઆત મેં કરી છે. એ કાર્યમાં મને વાચકો તરફથી સારૂં ઉત્તેજન મળ્યું છે. સારાં પુસ્તકોની લાયબ્રેરીઓ નાનાં મોટાં ગામોમાં સ્થપાય એટલુંજ નહિ પણ દરેક ઘરમાં તેના ગજાના પ્રમાણમાં પુસ્તકોનો સંગ્રહ હમેશને માટે રહે એવી એક ઇચ્છાથી મેં કેટલાક વખત સુધી પુસ્તકો ખરીદ્યાં, કેટલુંક નુકસાન વેઠીને તે વાચકોને આપ્યાં અને તેનો વિશેષ ફેલાવો કરીને આનંદ માન્યો. ઉત્તરોત્તર તે માર્ગે આગળ વધવાની ઇચ્છાથી મેં પુસ્તક પ્રકાશક તરીકેનું અને પુસ્તકો વેચવાનું કાર્ય શરૂ કર્યું છે અને તે કાર્ય મોટા નફાની આશાથી નહિ પરંતુ પથ્ય વાચનના શોખને મારા જેવી ક્ષુદ્ર વ્યક્તિથી પણ જે કાંઈ ટેકો આપી શકાય તે ટેકો આપવાની ધારણાથી આ કાર્ય ઉપાડયું છે. તે કાર્યમાં લેખકો, બુકસેલર ભાઇઓ અને વાચકવર્ગ ટેકો આપશે એવી આશા રાખું છું.

આ રૂડા કાર્ય તરફ મારી વૃત્તિને દોરવાનું અને તેને ઉત્તેજવાનું માન મારા કેટલાક શુભેચ્છકો અને મિત્રોને ઘટે છે. ‘સુંદરી સુબોધ’ ના વિદ્વાન તંત્રી રા. રામમોહનરાય જ. દેશાઇને સાતેક વર્ષ પહેલાં હું મળ્યો ત્યારે તેમણે મને સાહિત્યનું કાંઈક ભાન કરાવ્યું હતું. સારાં પુસ્તકોના વાંચનને વિસ્તારવાની જિજ્ઞાસા મને વધી તે

તેમના પરિચયથી જ. પછી થોડા વખત પહેલાં અત્રેના જ વતની રા. ચુનીલાલ વર્ધમાન શાહનો મને મેળાપ થયો અને તેમણે મારી વૃત્તિને ટેકો તથા ઉત્તેજન આપ્યું. મારા ખાસ સ્નેહીઓ રા. ચંદુલાલ જેઠાલાલ વ્યાસ તથા રા. ગોરધનદાસ ઉજમશી પારેખે મારા કાર્યમાં કેટલીક મદદ કરવાનું વચન આપ્યું અને એ રીતે શુભેચ્છકો તથા મિત્રોની સંપૂર્ણ સહાયથી મેં આ પ્રવૃત્તિ કરી છે, જેમાં યશ આપવો તે પરમકૃપાળુ પરમાત્માને હાથ છે.

દરેક વર્ષે થોડાં નવાં પુસ્તકો બહાર પાડવાં અને તેમાં ધર્મ, ઇતિહાસ, નવલકથા વગેરે વિષયોનો સમાવેશ કરવો એવી ધારણાથી આરંભેલા કાર્યમાં આ પુસ્તક પહેલું પગથિઉં છે. કાગળ વગેરેની અસાધારણ મોંઘવારી અને તંગીના વખતમાં આ શરૂઆત કરવાનો અવસર આવ્યો હોવાથી તે કાર્યને કેટલા પ્રમાણમાં આગળ વધારવા હું શક્તિમાન થઈશ, તે વિષે કશું કહી શકાય તેમ નથી; પરન્તુ મોંઘવારીના વખતમાંએ નવા સાહિત્યને પ્રકાશમાં લાવવાનું કાર્ય સર્વથા બંધ પડી જાય એ ઇષ્ટ નથી. આ લક્ષ્યબિંદુ તરફ નજર રાખીને અમદાવાદના જાણીતા બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેએ નવાં પુસ્તકોનો જે પ્રવાહ વહેવડાવવા માંડ્યો છે તે અભિનંદનીય છે. એ પ્રવાહમાં થોડાંએક બિંદુઓ ઉમેરવાને હું પણ શક્તિમાન થાઉં એવી ઇચ્છાથી આ પ્રવૃત્તિ કરી છે. તે પ્રવૃત્તિની સફળતાનો આધાર પરમાત્માની કૃપા ઉપર અને વાચકવર્ગના ઉત્તેજન ઉપર રહેલો છે.

વઢવાણ સીટી.
તા. ૧–૬–૧૯૧૮.

પુંજાલાલ ભગવાનદાસ પારેખ.

# પ્રસ્તાવના.

ભારતવર્ષના ઇતિહાસમાં આસામ પ્રાંતનો ઇતિહાસ પણ કાંઇ ઓછો જ્વલંત નથી. રાજસ્થાનના ઇતિહાસવૃક્ષ સાથે એ પ્રાંતનો સંબંધ નહિ હોવાથી તેના ઇતિહાસનું જ્ઞાન ગુજરાતી વાચકોમાં ફેલાએલું નથી, પરન્તુ સમસ્ત દેશના તેજસ્વી ઇતિહાસ પ્રસંગોના જેવા જ પ્રસંગો એ પ્રાંતના ઇતિહાસમાં પણ બનેલા જોવામાં આવે છે. એવા જ એક ઐતિહાસિક પ્રસંગ ઉપર આ નવલકથા લખાએલી છે. બંગાળાના નવાબ હુસેનશાહની કપટપટુતા અને નીલામ્બરની અવિચારી સાહસિકતાના ફળરૂપે આસામને જે વિપત્તિ સહન કરવી પડી હતી તે વિપત્તિનું દર્શન રસભરિત રીતે વાચક આ નવલકથામાં કરી શકશે.

જેવી રીતે નીલામ્બરની અવિચારી સાહસિકતા દોષને પાત્ર છે, તેવી જ રીતે મંત્રી વિશ્વરૂપની અવિચારી વૈરાંધતા દોષને પાત્ર છે કે નહિ એ એક ચર્ચાત્મક પ્રશ્ન છે. ગુજરાતના ઇતિહાસમાં જેવો ભાગ માધવે ભજવ્યો હતો, તેવો જ ભાગ આસામના ઇતિહાસમાં વિશ્વરૂપે ભજવેલો આપણે જોઇ શકીએ છીએ; તોપણ માધવ અને વિશ્વરૂપને સ્વભાવ ગુણની એક જ કક્ષામાં મૂકી શકાય તેમ નથી. માધવ કરતાં ઘણી ઉંચી દેશભક્તિ અને રાજ્યભક્તિ વિશ્વરૂપમાં હતી, તેનું જીવન કેવળ સીધું ઋષિજીવન હતું અને ધનપ્રાપ્તિને અર્થે તેણે મંત્રીપદ લીધું નહોતું. માત્ર દેશસેવાને અર્થે જ તેણે એ પદ સ્વીકાર્યું હતું. માત્ર તેણે માધવની પેઠે મુસલમાનોને પોતાના દેશમાં લાવીને અનર્થ નીપજાવ્યો એ સમાન કક્ષાનું દુષ્કાર્ય હતું, છતાં તે

કાર્યમાંએ માધવ કરતાં વિશ્વરૂપના સ્વભાવનો ઉત્તમ ગુણ આપણે જોયા વિના રહેતા નથી, કારણકે વિશ્વરૂપ વૈરાંધતાનો ઉભરો શમી જતાં પોતાનો દોષ જુએ છે અને એ દોષનું શમન કરવાનો યત્ન કરતો આપણા જોવામાં આવે છે. માધવ એટલે અંશે પણ પાપનું પ્રક્ષાલન કરી શકતો નથી. વિશ્વરૂપ જેવા નિઃસ્પૃહી મનુષ્યને હાથે દેશદ્રોહના સરખું થતું દુષ્કાર્ય આ નવલકથામાં તો મનુષ્ય સ્વભાવની તરંગમય વિલક્ષણતાનુંજ દર્શન કરાવે છે.

'**નીલામ્બર**' નામક એક નાની બંગાળી કથાને આધારે આ નવલકથા મોટા ફેરફાર સાથે વિસ્તૃત આકારમાં લખી છે અને મારા પરમ મિત્ર રા. ચુનીલાલ વર્ધમાન શાહે તે લખવામાં મને પ્રસંગોપાત્ત અનેક સૂચનાઓ કરીને ઉપકૃત કર્યો છે.

**અમદાવાદ.**

તા. ૨૫–૫–૧૯૧૮

**મણિલાલ જેઠાલાલ વ્યાસ.**



# અનુક્રમણિકા.



# આસામ પર હલ્લો.

## પ્રકરણ ૧ લું.

### પર્ણકુટિમાં પતિ–પત્ની.

આસામ દેશમાં કુચબિહારની પશ્ચિમે ધરલા નદીને તીરે " કમતા-પુર " નામે એક સુપ્રસિદ્ધ નગર હતું. *તે ઘણું પ્રાચીન અને ભવ્ય હતું. તેનો ઘેરાવો લગભગ ૧૯ માઇલ જેટલો હતો. તેમાંનો પાંચ માઇલ જેટલો ભાગ ધરલા નદીથી અને બાકીનો સઘળો ભાગ પત્થર-થી બાંધેલી મોટી મજબુત દિવાલ અને તેને ફરતી ખોદેલી ઉંડી ખાઇવડે સુરક્ષિત થએલો હતો.

આપણી કથાને સમયે તે નગરની જાહોજલાલી અવર્ણનીય હતી. પ્રજા ઉદ્યમી અને પૈસેટકે સુખી હતી. વ્યાપાર–વ્યવહાર અને રોજગાર–ધંધો પણ ઠીક ચાલતો હતો.

અત્યારે રાત્રિનો પ્રથમ પ્રહર વ્યતીત થઇ ગએલો હોવાથી કમતાપુર નગરમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી. નગરવાસીઓ આખા દિવસનો પરિશ્રમ શાંત કરવા નિદ્રાદેવીનું આવાહન કરતાં હતાં.

---

* ઇ. સ. ૧૮૦૯ માં શ્રીયુત **Dr. Buchanan–Hamilton** એમણે આ નગરના ધ્વંસાવશેષનું પરિદર્શન કર્યું હતું. એ સંબંધી વર્ણન શ્રીયુત **Hunter** સાહેબના લખેલા ઇતિહાસ **Satistical Account of Koch-Bihar** માં પાને ૭૬૨ માં આપેલું છે.

નગરના પૂર્વ ભાગમાં માણસની વસ્તીથી કિંચિત્ દૂર એક પર્ણકુટિ આવેલી હતી. પર્ણકુટિથી રચના જોતાં અપરિચિત મનુષ્યને તે કોઇ તપસ્વી મહાત્માનું નિવાસસ્થાન હોય, એમ લાગતું હતું. પર્ણકુટિમાં નાના નાના બે ખંડો પાડેલા હતા અને દ્વાર સન્મુખ વિશાળ આંગણું રાખેલું હતું. તે આંગણાની ચોતરફ સાધારણ ઉંચાઇની એક દિવાલ ચણી લીધેલી હતી. તે દિવાલમાં એક દ્વાર મૂકેલું હતું; તે ખડકીના નામથી ઓળખાતું હતું. એ ખડકીનું દ્વાર બહુધા બંધ જ જોવામાં આવતું. જે વ્યક્તિ તેની અંદર પ્રવેશ કરતી તે દ્વારને બંધ કર્યા પછી જ પર્ણકુટિમાં પ્રવેશ કરતી.

અત્યારે તે પર્ણકુટિના અંદરના ખંડમાં એક ઝાંખો દીપક ટમટમતો હતો અને તે દીપકથી કિંચિત્ દૂર એક બિછાનામાં એક યુવતી અને એક યુવક બેઠાં બેઠાં કાંઇક વાતચીત કરતાં હતાં. યુવતી સોળ વર્ષની સુંદરી હતી. તેના મુખની કાંતિ દીપકના ઝાંખા અજવાળામાં પણ તેની અપ્રતિમ સુંદરતાનું ભાન કરાવતી હતી. તેનો કાળા ભ્રમર જેવો સુંદર કેશકલાપ તે ગૌરવર્ણાંગિનીના સૌન્દર્યમાં ઓર વધારો કરતો હતો. તેનું તેજસ્વી લલાટ, હરિણના જેવી લાંબી આંખો, સુંદર નાસિકા, દાડમની કળીઓ જેવા દાંત, ગુલાબી ગાલ અને કમળની નાળ જેવા તેના સુંદર ગોળાકાર કોમળ હાથ, એ સઘળું જોતાં જાણે તે કોઇ ઇંદ્રના ઘરની અપ્સરા હોય એમ લાગતું હતું. યુવકનું વયઃક્રમ આશરે વીસ વર્ષનું થવા આવ્યું હતું. તેનું ઉજ્જ્વલ મુખ, પ્રશસ્ત લલાટ; વિશાળ નેત્ર અને ગૌરવર્ણો દેહ તેની સુંદરતામાં અત્યંત વધારો કરતાં હતાં. તેના શરીરની બાંધણી કામદેવને પણ ભુલાવે તેવી સુંદર અને મોહક હતી.

યુવતી જરા ખસીને યુવકની સન્મુખ—તદ્દન પાસે આવીને બેઠી

અને યુવકનો હાથ પોતાના હાથમાં પકડીને બોલી: " પ્રાણેશ ! આપે મને આપના સ્નેહમાં અંધ કરી મૂકી છે. આપના વિના એક ઘડી પણ હું વિખુટી રહી શકતી નથી. આપ જ્યારે બહાર જાઓ છો, ત્યારે મને બિલકુલ ચેન પડતું નથી, આખો દિવસ મારા હૃદયમાં આપનું જ રટન થયાં કરે છે. મારા સ્વામી બહારથી કયારે આવશે, તેમનું મધુર સ્નેહભર્યું વાકય હું કયારે સાંભળીશ, તેમના દર્શનથી મારી આંખો કયારે તૃપ્ત થશે અને તેમના પ્રેમભર્યા ચુંબનથી મારા ગાલો કયારે પવિત્ર થશે, એવા જ વિચારો જ્યાંસુધી આપ બહાર ગયા હો, ત્યાંસુધી મારા મનમાં થયા કરે છે. અહા ! હે ભગવાન ! પતિ-પત્ની વચ્ચે તેં આટલી બધી માયા શા માટે મૂકી હશે ? એ માયા પતિ-પત્નીને સુખી કરવા માટે તેં ઉત્પન્ન કરી છે, કે દુઃખી કરવા માટે, તે મારાથી સમજી શકાતું નથી. તે માયા પતિની હાજરીમાં તો સ્વર્ગના સુખ કરતાં પણ અધિક આનંદનો અનુભવ કરાવે છે; કિન્તુ પતિની ગેરહાજરીમાં જે દુઃખ ઉત્પન્ન થાય છે, તેનું સ્મરણ થતાં શરીર કંપી ઉઠે છે. મારા હૃદયેશ્વર ! સ્વામિન્ ! મને વિખુટી મૂકીને આપ કદાપિ કયાંય પણ જશો નહિ. આપ નિરંતર મારી સન્મુખ બેસી રહો, એવી હું આપને પ્રાર્થના કરૂં છું. "

પ્રેમાળ પત્નીનું એ પ્રમાણેનું બોલવું સાંભળીને યુવક બોલ્યો: " પ્રિયતમા ! તારા જેવી પ્રેમાળ પત્ની મેળવીને હું ભાગ્યશાળી થયો છું. હું પણ તારી માફક તારા પ્રેમમાં મુગ્ધ બની ગયો છું. તને મૂકીને બહાર જતાં મને ઘડી પણ ગોઠતું નથી. જાણે આખો દિવસ તારી પાસે બેસીને તારી અમૃતરૂપી વાણીનું પાન કર્યા કરૂં એમ થાય છે, પણ પ્રાણેશ્વરી ! હવેથી તે વિચાર ઉપર કાબુ રાખવો પડશે, કારણકે અમારે પુરૂષોને આખો દિવસ પત્ની પાસે બેસી રહેવાનું

બની શકે નહિ અને જ્યાં જઇએ ત્યાં પત્ની સંબંધી જ વિચાર આવ્યા કરે અને તેથી કોઈ પણ કાર્યમાં મન ખુંચે નહિ. પિતાજી હવે વૃદ્ધ થયા છે, તેથી તેમને માથેથી મંત્રીપણાનો—રાજ્યનો કારભાર કરવાનો બોજો ધીમે ધીમે મારા શિરપર લેવો જોઇએ અને તેથી પિતાજીની સાથે મારે હવેથી નિરંતર રાજમહાલયમાં જવું પડશે."

"હૃદયનાથ! આપની આ દાસીને આપે જે અનન્ય પ્રેમનો સ્વાદ ચખાડચો છે, તે આમ એકાએક આપની ગેરહાજરીમાં એકલી આખો દિવસ રહી શકશે નહિ. પિતાજીને તેમની મેળે તેમનું કાર્ય હજી કેટલાક દિવસ કરવા દો. આપના પ્રેમરૂપી અમૃતના પાનથી હું હજી તૃપ્ત થઇ નથી. આ તૃષાતુર પત્નીને એકવાર તૃપ્ત કરો, પછી સુખેથી તમે રાજ્યકાર્યમાં પ્રવૃત્ત થજો. આપની કિંકરીની એટલી પ્રાર્થના છે કે હજી એકાદ માસ સુધી આપની અખંડ પ્રેમધારાનો વર્ષાદ વરસાવો." પતિપ્રેમમાં મુગ્ધ બની ગએલી પત્ની બોલી.

"પ્રાણેશ્વરી! તારી માગણીનો હું અસ્વીકાર કરી શકતો નથી. પિતાજીની સાથે રાજદરબારમાં જવાનું હું થોડી મુદત માટે મુલતવી રાખું છું, કિન્તુ પ્રિયે, મને એક બીજી વાતનું સ્મરણ થઇ આવ્યું છે."

"કઈ વાતનું સ્મરણ થઈ આવ્યું છે સ્વામિન્?"

"પિતાજીએ મને આવતી કાલથી રાજ્યાન્તઃપુરમાં રાણી પાસે પાલવંશનો પ્રાચીન ઇતિહાસ વાંચવા જવાનું કહ્યું છે. ત્યાં તો જરૂર જવું પડશે."

પતિનું એ બોલવું સાંભળીને યુવતી એકદમ ચમકી ગઇ. તે બોલી: "શું કહો છો સ્વામિન્! અંતઃપુરમાં રાણીની પાસે આપને કથા વાંચવા જવાનું છે? અને વળી શું તે કાલે જ? હે પ્રભુ! તેં આમ અચાનક મારા સુખવૈભવમાં વિઘ્ન કેમ નાંખ્યું?"

"" હૃદયેશ્વરી ! તું આટલી બધી ચિંતા શા માટે કરે છે ? પાલવંશનો ઇતિહાસ ઘણો ટૂંકો છે, તે થોડા જ દિવસમાં હું વાંચી નાંખીશ. થોડા દિવસ માટે આત્મસંયમ કરતાં આપણે શીખવું જોઇએ. " યુવકે આશ્વાસન આપતાં કહ્યું.

" પ્રાણાધાર ! બીજું તો કાંઇ નહિ, કિન્તુ મને એ ચિન્તા થાય છે કે આપ કાલથી અતિમનહર અને ભવ્ય રાજમહેલમાં દિવસનો કેટલોક સમય ગાળશો, તેથી ત્યાંની શોભા અને જાહોજલાલી આપને એટલાં બધાં પ્રિય થઈ પડશે કે આ પર્ણકુટિ અને આપની આ દાસીનું આપને સ્મરણ જ રહેશે નહિ. હું ધારૂં છું કે રાજમહાલયનું મનોરમ દશ્ય જોઇને ટૂંકી કથાને પણ આપ ઝાઝા દિવસ લંબાવશો. "

"નહિ—નહિ પ્રાણેશ્વરી ! એવી વૃથા શંકાઓને તારા હૃદયમાં સ્થાન ન આપ. રાજમહાલયની શોભાને તારા વિશુદ્ધ પ્રેમ આગળ હું તુચ્છ ગણું છું. હું પ્રતિજ્ઞા લઉં છું કે એ રાજમહાલયની તરફ હું દૃષ્ટિ પણ કરીશ નહિ. હું તો માત્ર નીચી દૃષ્ટિ રાખીને જ મારૂં કાર્ય કરવાનો."

" નાથ ! આપના પર મારો સંપૂર્ણ વિશ્વાસ છે, કિન્તુ આજે મારૂં હૃદય બહુ મુંઝાય છે. જાણે મારા હૃદયમાં કોઈ એક પ્રકારનો આઘાત થતો હોય, એવી વેદના થાય છે. "

" પ્રિય સુલક્ષણા ! તું પ્રેમઘેલી બની ગઇ છે, તેથી તને હૃદયની વેદના થતી હશે. કિન્તુ એ વૃથા ચિન્તાનો ત્યાગ કરીને શાન્ત થા. રાત્રિ ઘણી વીતી ગઈ છે, તેથી આવ આપણે હવે સૂઇ જઇએ." એમ કહીને યુવકે યુવતીને ખેંચી લઇને આલિંગન કર્યું.

ઉભયનાં હૃદય એક થઇ ગયાં. જોતજોતાંમાં બંને જણાં નિદ્રાદેવીને અધીન થયાં.



## પ્રકરણ ૨ જું.

### ઉષા રાણી.

કમતાપુર નગરના મધ્ય ભાગમાં સંગેમરમરનો બનાવેલો એક ભવ્ય રાજમહેલ આવેલો છે. તે એટલો બધો ઉંચો છે કે તેના ગવાક્ષમાંથી આખું કમતાપુર નગર દૃષ્ટિગોચર થાય છે. રાજમહાલયની ફરતો એક સુંદર બગિચો આવી રહેલો છે. તે બગિચામાંનાં ફુલઝાડોની સુગંધથી આખો રાજમહાલય ભભકી રહ્યો છે. રાજમહાલયની અંદરની શોભા મનુષ્યને છક કરી નાંખે તેવી છે. દિવાલપર ચારે તરફ જુદા જુદા પ્રકારનાં નવરંગિત ચિત્રો લટકાવેલાં છે. કોઈ ચિત્રમાં ઈંદ્રરાજા પોતાની રાણીને ખોળામાં બેસારીને દરબાર ભરીને બેઠા છે અને સન્મુખ અપ્સરાઓ નૃત્યગાન કરે છે, કોઈમાં શંકર પાર્વતીને બોધ આપે છે, કોઈમાં અઠ્યાસી હજાર ઋષિઓનું મંડળ એકત્ર થઈને બેઠું છે, અને સુતપુરાણી કથા કહી સંભળાવે છે, કોઈમાં દસ માથાવાળો રાવણ દરબાર ભરીને બેઠો છે અને સઘળા દેવોને પોતાની નોકરી બરાબર બજાવવાનો હુકમ કરે છે, કોઈમાં પાપિષ્ઠ કૌરવો દ્રૌપદીને સભામાં લાવીને તેનાં ચીર ખેંચે છે. આવાં આવાં અનેક પ્રકારનાં સુંદર નવરંગિત ચિત્રો રાજમહાલયમાંના દિવાનખાનામાં લટકાવેલાં છે.

આવા મનોહર રાજમહાલયમાં એક રમણી હિંડોળા ખાટે બેઠી બેઠી અત્યારે હીંચકી રહી છે, તેની પાસે બે દાસીઓ ઉભી રહીને વિંજન કરી રહી છે. રમણી પચીસ વર્ષની ઉંમરની એક અતુલ સ્વરૂપવતી ચપળા છે. તેણે બહુ મૂલ્યવાન પોષાક ધારણ કરેલો છે. હરિણના જેવી તેની તેજસ્વી આંખો મનુષ્યને એકદમ મોહિત કરી

નાંખે તેવી છે. તેની ભ્રમરો જાણે કટાક્ષ રૂપી બાણુને કમાન ઉપર ચડાવવાનો પ્રયત્ન કરતી હોયની, તેવી મોહક જણાય છે. તે રમણી દાસીને સંબોધીને બોલી: "ચંપા ! મંત્રીપુત્ર કલ્પરૂપ આજે પાલ-વંશનો જુનો ઇતિહાસ વાંચવા આવવાના હતા, તે હજીસુધી કેમ નહિ આવ્યા હોય ?

ચંપા બોલી: "કોણ જાણે બા સાહેબ ! કાંઇ અગત્યનું કામ આવી ગયું હશે, તેથી આવી શકયા નહિ હોય."

બીજી દાસી બોલી: "બા સાહેબ ! મને તો એમ જણાય છે કે મંત્રીશ્વર વૃદ્ધ થાય છે, તેથી કદાચ આપનું કહેવું તેમના સ્મરણમાં નહિ રહ્યું હોય અને તેથી જ તેઓ કલ્પરૂપને અહીં આવવાનું કહી શકયા નહિ હોય."

રાણી બોલી: "મંત્રીશ્વર વૃદ્ધ તો થયા છે, કિન્તુ તેઓ હજી-સુધી કોઇ પણ બાબત ભૂલી ગયા નથી, તેથી એમ માનવું બરાબર નથી."

"બા સાહેબ ! મને તો એમ જણાય છે કે મંત્રીપુત્રને તેમની સ્ત્રીએ અહીં આવવા દીધા નહિ હોય." ચંપા બોલી.

એટલામાં એક યુવાન પુરૂષ દિવાનખાનામાં આવી પહોંચ્યો. તેણે વસ્ત્રમાં માત્ર એક ધોતીયું જ પરિધાન કરેલું હતું. બાકીનું સર્વ શરીર ખુલ્લું હતું. ડોકમાં જનોઇ ધારણ કરેલી હતી, તેથી તે બ્રા-હ્મણ હોય, એમ જણાતું હતું. તેની દિવ્ય કાંતિ અને શરીરના ગોરા રંગથી તે કામદેવના જેવો સુંદર દેખાતો હતો.

કલ્પરૂપને આવેલો જોઇને રાણી સહર્ષ બોલી: "પધારો મંત્રી-પુત્ર ! હું આપના આગમનની રાહ જોઇને જ બેઠી છું."

એટલું બોલીને રાણીએ દાસીને આંગળી દર્શાવીને એક આસન કલ્પરૂપને બેસવા માટે આપવાનું કહ્યું. દાસીએ તુરતજ રાણીની આજ્ઞાનું

પાલન કર્યું. કલ્પરૂપ દિવાનખાનાને ભોંયતળીએ આસનપર બેઠો અને સન્મુખ પોથી મૂકી. કલ્પરૂપની દૃષ્ટિ પોથીપર સ્થિર હતી.

રાણી તત્કાળ હિંડોળાખાટ ઉપરથી ઉઠી જઇને કલ્પરૂપની સન્મુખ એક આરામ ખુરશીની સુકોમળ શય્યામાં અર્ધશાયિત અવસ્થામાં બેઠી અને સામે બેઠેલા મંત્રીપુત્રના મુખ સામે એક દૃષ્ટિથી જોઇ રહી.

રાણીની અસાવધાનતાથી મસ્તકપરનું વસ્ત્ર ખસી ગયું હતું તે તેના જાણવામાં નહોતું.





રાણી કલ્પરૂપની સન્મુખ એક આરામખુરશીની સુકોમળ શય્યામાં અર્ધશાયિત અવસ્થામાં બેઠી અને સામે બેઠેલા મંત્રીપુત્રના મુખસામે એક દૃષ્ટિથી જોઇ રહી. પૃષ્ઠ ૮.

B. A. P. Works.

# પ્રકરણ ૩ જું.

## રાજકથાનક.

કલ્પરૂપે પોથીમાંનાં પાનાં સન્મુખ મૂકીને રાજકથાનક વાંચવાની શરૂઆત કરી.

" ઉષ્ણ ઋતુમાં એક દિવસ મધ્યાન્હકાળે સૂર્યદેવ મધ્યાકાશમાં ગમન કરીને પૃથ્વી ઉપર પોતાનાં પ્રચંડ ઉત્તપ્ત કિરણો ફેંકીને પૃથ્વીને દગ્ધ કરી નાંખવાનો પ્રયાસ કરતા હતા એવા સમયમાં અરણ્યમાંથી આવેલી એક ગાય એક ગૃહસ્થના આંગણામાં ઉભી રહીને બરાડવા મંડી.

તે ઘરમાં શાસ્ત્રમાં પારંગત થએલો એક દરિદ્ર બ્રાહ્મણ રહેતો હતો. વિદ્યાર્થીઓને શાસ્ત્રનું અધ્યયન કરાવીને તે પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતો હતો.

બપોરે જમીને બ્રાહ્મણ વિશ્રાન્તિ લેવાનો પ્રયત્ન કરતો હતો, એટલામાં ગાયના બરાડાનો અવાજ સાંભળીને તે ઘરની બહાર આવ્યો. બ્રાહ્મણે બહાર આવીને જોયું કે વાછરડું તેને બાંધેલું દોરડું તોડી નાંખીને તેની માતાને ધાવવા મંડ્યું છે. હવે સાંજે ગાય દોવા આપશે નહિ, એમ વિચારીને બ્રાહ્મણ નિરાશ બની ગયો. આ બનાવ આજે કાંઇ પહેલવહેલો બન્યો હતો, એમ નહોતું–પહેલાં પણ એક બે વખત આવી રીતે ગાય સીમમાંથી આવતી રહી હતી અને વાછરડું દોરડું તોડીને ધાવી ગયું હતું. બ્રાહ્મણને તે સઘળી વાતનું સ્મરણ થઈ આવતાં અત્યંત ગુસ્સો ઉત્પન્ન થયો. છેવટે તેનો તે ગુસ્સો ગોવાળ ઉપર ભયંકર ક્રોધમાં ફેરવાઇ ગયો. ગાય તથા વાછરડાને યોગ્ય

સ્થળે બાંધીને ઘરની બહાર જાણે કોઇની શોધ કરવા જતો હોય, તેમ નીકળી પડયો.

બ્રાહ્મણની સ્ત્રી નિરંતર બ્રાહ્મણનાં નાનાં મોટાં કાર્યોપર નજર રાખતી હતી. તેણે પોતાના સ્વામીનો આવો ભાવાન્તર જોઇને પૂછયું : "પ્રાણનાથ ! શેની શોધ કરો છો ?"

ક્રોધાયમાન થએલા બ્રાહ્મણે પત્નીના મુખ સામે દષ્ટિપાત કરીને ઉત્તર આપ્યો: "**નીલુ**ની શોધ કરૂં છું, તે કયાં ગયો છે ?"

**નીલુ** નામે બ્રાહ્મણનો એક ગોવાળ હતો. તે તદ્દન અસ્થિર પ્રકૃતિનો અને ચંચળ બુદ્ધિનો હતો. તેના કાર્યમાં તે સર્વદા બેદર-કાર જ રહેતો હતો.

સ્વામીના પ્રશ્નના ઉત્તરમાં બ્રાહ્મણી બોલી: "તે તો હજી સીમમાંથી પાછો આવ્યો નથી."

તે સાંભળીને બ્રાહ્મણ કશું પણ નહિ બોલતાં ઘરમાંથી બહાર નીકળી પડયો.

બ્રાહ્મણના ઘરની પાસે જ વિશાળ જંગલ આવી રહેલું હતું. જ્યાંસુધી દૃષ્ટિ પહોંચી શકે, ત્યાંસુધી લીલાછમ ઘાસ સિવાય બીજું કશું નજરે પડતું નહિ. કિન્તુ આજે સૂર્યદેવની પ્રખર ઉષ્ણતાથી ઘાસનું લીલાપણું જાણે નાશ પામ્યું હોય, એમ જણાતું હતું. સૂર્યના અત્યંત તાપથી આખું જંગલ નિસ્તબ્ધ બની ગયું હતું.

તે જંગલના એક નિર્જન પ્રાંતમાં આછાં પાંદડાંવાળા અને આછી છાયાવાળા એક બાવળના વૃક્ષ નીચે એક વ્યક્તિ ઘસઘસાટ ઉંઘતી હતી. તેની ઉંમરનું સહજમાં અનુમાન થઇ શકતું નહોતું. બાલ્ય અને યુવાવસ્થાની વચ્ચે તેની વયે પગ મૂક્યો હતો, તોપણ યૌવન તરફ ધારવા કરતાં તે વધારે ઢળી પડયો હોય, એમ લાગતું હતું.

પ્રસ્વેદથી જેનું શરીર તરબોળ થઇ ગયું હતું, એવો એક બ્રાહ્મણ ક્રોધમાં ને ક્રોધમાં તે દિશા તરફ ચાલ્યો જતો હતો. તે નિદ્રિત વ્યક્તિને જોઇને એકાએક ખમચાઇને ઉભો રહ્યો. કોઇ એક ચમત્કારિક દેખાવથી તે પુનઃ આગળ ચાલી શકયો નહિ. તેનો સઘળો ક્રોધાગ્નિ અકસ્માત્ શાન્ત થઈ ગયો. શાન્ત થઇ ગએલા બ્રાહ્મણે જોયું કે એક મોટો ભુજંગી—નાગ તેની મોટી ફેણ વિસ્તારીને સૂર્યના તાપમાંથી નિદ્રિત વ્યક્તિના મસ્તકની રક્ષા કરે છે. બ્રાહ્મણ જ્યોતિષ વિદ્યામાં સુપંડિત હતો. તેણે એક ક્ષણની અંદર નિદ્રિત વ્યક્તિના ભાવી જીવનના ફલાફલની ગણત્રી કરી લીધી. વિસ્મયમાં વિમુગ્ધ બની ગએલા બ્રાહ્મણના કંઠમાંથી એકાએક શબ્દનો ઉચ્ચાર થઈ ગયો: “ **નીલુ** !—”

પરિચિત સ્વર કર્ણગોચર થવાથી **નીલુ**ની નિદ્રાનો એકાએક ભંગ થઇ ગયો, અને સાથે સાથે ફણીધર નાગ પણ કયાંય અદૃશ્ય થઇ ગયો.

નિદ્રામાંથી જાગૃત થએલા ચાકરને સંબોધીને બ્રાહ્મણ સ્નેહયુક્ત વચને પુનઃ બોલ્યો: “ **નીલુ** !—”

**નીલુ** તેના ધણી પાસેથી આટલી બધી મહેરબાનીની આશા રાખતો નહોતો. તે અસમયે જંગલની અંદર પોતાના ધણીને પોતાની સન્મુખ ઉભેલો જોઇને મનમાં ઘણો ભય પામી ગયો; તથાપિ પોતાના દોષનું નિવારણ કરવા માટે સભય ચિત્તે કહેવા લાગ્યો:—

“ મેં અનેક પ્રયત્નો કર્યા છતાં ગાય પાછી વળી નહિ; તેમાં હું શું કરૂં ? બોલો. બહુવાર સુધી એ દુષ્ટ ગાયની પાછળ પાછળ દોડવાથી હું ઘણો થાકી ગયો હતો, તેથી વિશ્રામ લેવા માટે હું અહીં બેઠો હતો, એટલામાં કોણ જાણે કયારે ઉંઘ આવી ગઈ, તે મારા જાણ-

વામાં ન રહ્યું. આપ આપના ચાકરનો અપરાધ ગ્રહણ કરશો નહિ."

**નીલુ**નું બોલવું બ્રાહ્મણના કર્ણપુટમાં પ્રવેશ કરી શકયું નહિ. તે મધ્યાહ્નકાળે આ જંગલમાં શા કામ માટે આવ્યો હતો, તે વાત તે તદ્દન ભૂલી જ ગયો. બ્રાહ્મણ જાણે કોઈ ગંભીર વિચારમાં પડી ગયો હોય, તેમ નિસ્તબ્ધ ઉભો રહ્યો!

કેટલીક વાર પછી તે પુનઃ બોલ્યોઃ "**નીલુ**!—"

"જી, કહો શી આજ્ઞા છે?" **નીલુ** બોલ્યો.

"હું જો કદિ આજ તારી સન્મુખ તારા ભાવી જીવનનું એક અતિશય ઉજ્જ્વલ ચિત્ર ઉઘાડું કરી દઉં, તો તું મને શું ઇનામ આપે?"

**નીલુ** એ વાતનો કાંઇ પણ અર્થ સમજી શકયો નહિ, તેથી તે મૌન રહ્યો.

બ્રાહ્મણ બોલવા લાગ્યો, "મારી વાત તરફ તું દુર્લક્ષ્ય કર નહિ. હું આજ જે જાણવા પામ્યો છું, તેમાં તારા ભવિષ્યના જીવનનું કલ્યાણ સમાએલું છે. **નીલુ**! વિધાતાના લેખ કદી મિથ્યા થતા નથી. તું નક્કી થોડા દિવસમાં રાજા થવાનો છે."

**નીલુ** વિસ્મય પામી જઇને એક દૃષ્ટિએ તેના ધણીના મુખ સામે જોઈ રહ્યો. તેણે કદિ પણ એ બ્રાહ્મણને મશ્કરી કરતાં જોયો નહોતો, કિંવા જુઠું બોલતાં પણ સાંભળ્યો નહોતો. બ્રાહ્મણ જો કે કિંચિત્ ક્રોધિષ્ટ સ્વભાવનો હતો, કિન્તુ સરલ અને સત્યપરાયણ હતો. તોપણ તેની એ નહિ માનવા જેવી વાત એકદમ તે કેવી રીતે સાચી માની શકે?

બંને જણા નિસ્તબ્ધતાથી ઉભાં રહ્યા. ચાકર અને માલીક ઉભય તે નિર્જન ગો-ચારણ-ક્ષેત્રની અંદર વિચારતરંગોમાં તણાવા લાગ્યા.

**નીલુ** કેટલીક વાર પછી અનેક વિચારો કર્યા પછી બ્રાહ્મણ પ્રત્યે બોલ્યો: "જો કદિ આપના આશીર્વાદથી અથવા દૈવકૃપાથી હું ઉચ્ચ પદવીનો અધિકારી થઇશ, તો હું પ્રતિજ્ઞા લઉં છું કે આપની સલાહ લીધા વિના હું સ્વતંત્રપણે કોઇ પણ કાર્ય કરીશ નહિ."

બ્રાહ્મણ સંતોષ પામીને **નીલુ**ની સાથે ઘર તરફ ચાલવા લાગ્યો.

ઘેર આવીને **નીલુ** ગોવાળના કાર્યમાંથી મુક્ત થયો. બ્રાહ્મણે એક માણસને તેની જગાએ નિયુક્ત કર્યો. **નીલુ** બ્રાહ્મણની સલાહથી થોડું થોડું સંસ્કૃત કાવ્ય ભણવા લાગ્યો. **નીલુ**ની જીંદગીનું અકસ્માત્ આ પ્રમાણે પરિવર્ત્તન થએલું જોઇને અનેક મનુષ્યોના મનમાં કુતૂહલ ઉત્પન્ન થયું.

તે વખતે **આસામ**ની અંદર **પાલ**વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તેમના રાજ્યનો વિસ્તાર ઉત્તર અને પૂર્વમાં **કામરૂપ** સુધી ફેલાએલો હતો. કોઇ કોઈ એવું પણ અનુમાન કરતા હતા કે તે વંશના રાજાઓ પ્રથમ **બંગાળા**માં રાજ્ય કરતા હતા; પરંતુ પાછળથી **સેન**રાજાની ચડતી થવાથી તેના પરાક્રમથી હારી જઇને **પાલ**વંશના રાજાઓ **બંગાળા**નો ત્યાગ કરીને **આસામ** દેશમાં રાજ્ય કરવા લાગ્યા. મૂળકથા **આસામ**નો પ્રાચીન ઇતિહાસ, પ્રાચીન શિલાલેખો અને તામ્રપત્રમાંથી જાણી શકાય છે, તેમાં એવું લખેલું છે કે એ પ્રદેશમાં એક વખત **પાલ**વંશના રાજાઓનો અમલ ચાલતો હતો; કિન્તુ એ **પાલ**વંશના રાજાઓ **બંગાળા**ના ગોપાલ પ્રતિષ્ઠિત **પાલ**વંશમાંથી ઉત્પન્ન થએલા કે નહિ, એ વિષે મતભેદ છે.*

---

* Journal of the Asiatic Society of Bengal, Vol. LXII Pt. 1, No. 4, 1893 સંખ્યામાં શ્રીયુત ઈ. એ. ગેઇટ સાહેબે લખેલી The Koch Kings of Kamarupa પ્રબંધમાં એ પ્રમાણે લખ્યું છે.

ગમે તે હોય, આ સ્થળે મૂળ વિષય છોડી દઇને બીજા વિષયમાં ઉતરી જવાની જરૂર નથી. એ **પાલવંશના** છેલ્લા રાજાની સાથે આ કથાનો કિંચિત્ સંબંધ હોવાથી માત્ર તેનો જ ઉલ્લેખ અત્રે કરવાની જરૂર છે.

* * * *

કાલ–માહાત્મ્યના પ્રભાવે કરીને **નીલુનું** પૂર્વજીવન લગભગ સઘળાં મનુષ્યો વિસરી ગયાં છે. તેણે તેના શુભાકાંક્ષી બ્રાહ્મણ માલિકની કૃપાથી સંસ્કૃત વિદ્યામાં સારૂં જ્ઞાન મેળવ્યું છે. **નીલુ** અત્યારે મહા પ્રતાપશાલી બની ગયો છે. તેના જ્ઞાન અને બળની સાથે સાથે રાજ્યભોગની સ્પૃહા પણ દિવસે દિવસે વધવા લાગી. તોપણ તે બ્રાહ્મણની આજ્ઞા અથવા મંત્રણા સિવાય કોઇ પણ કાર્યમાં હાથ ઘાલવાનું સાહસ કરતો નહિ.

જે વખતે **નીલુ** આવા પ્રકારની જીંદગી ગુજારતો હતો, તે વખતે પૂર્વે વર્ણવેલા **પાલવંશના** છેલ્લા રાજાની સત્તા દિવસે દિવસે નબળી થવા લાગી. રાજ્યના મોટા મોટા અધિકારીઓ સ્વતંત્ર થવા લાગ્યા. એ સમયનો લાભ લઇને લૂટારાઓ અને ધાડપાડુઓ દેશમાં ફરીને સર્વત્ર લૂંટફાટ કરવા લાગ્યા.

**નીલુનો** અધ્યાપક બ્રાહ્મણ આજસુધી માત્ર સુયોગ અને અવસરની રાહ જોતો બેઠો હતો. તેણે આ સોનેરી તકનો લાભ લઇને **નીલુને** તેના ભાગ્યનું સ્મરણ કરાવી દીધું. ઉચ્ચ અભિલાષી યુવક, બ્રાહ્મણની સલાહથી ધીમે ધીમે કુશળતા વાપરીને તે **પાલવંશના** છેલ્લા રાજાને ગાદીપરથી ઉઠાડી મૂકીને પોતે ગાદીએ બેઠો અને પૂર્વની પ્રતિજ્ઞાનું સ્મરણ કરીને પોતાના હિતેચ્છુ ધણી–બ્રાહ્મણને મંત્રીશ્વર બનાવ્યો.*

* Acting under the advice of the Brahmin, the

ગાદીએ બેઠા પછી **નીલુએ** પોતાના મંત્રીની સલાહથી પોતાનું નામ '**નીલધ્વજ**' એવું રાખ્યું.

**નીલધ્વજ ખ્યેન** વંશમાં ઉત્પન્ન થએલો હતો. +ખ્યેન જાતિને તે વખતે હિંદુ ગણવામાં આવતી નહોતી, કિન્તુ પોતાના બ્રાહ્મણ મંત્રી પાસેથી હિંદુ ધર્મની દીક્ષા લઇને **નીલધ્વજે** એવું જાહેર કર્યું કે પોતે એક ઉંચા કુળમાં જન્મેલો શૂદ્ર છે.×

ગાદીએ બેઠા પછી નવીન રાજા જેવી રીતે પોતાના રાજ્યની સીમા વધારવાનો પ્રયત્ન કરવા લાગ્યો,* તેવી જ રીતે બીજી દિશામાં

---

quondam cowherd deposed the last representative of the Pala race and ascended the throne, making the Brahmin his councillor.–*The Koch Kings of Kamrupa by E. A. Gait, Esq. I. C. S.*

+ રાયબહાદુર **ગુણાભિરામ બરુઆ** કૃત 'આસામ બુરંજી' નામના પુસ્તકમાં **ખ્યેન** વંશનું સાધારણ વિવેચન આપવામાં આવ્યું છે.

× શરણાગત અહિંદુ–અનાર્યોને સનાતન હિંદુ ધર્મની દીક્ષા આપવાનો રિવાજ આજ હજી પણ **કામરૂપ** દેશમાં પ્રચલિત છે. એ પ્રમાણે દીક્ષા આપેલી વ્યક્તિને "શરણીય" નામે ઓળખવામાં આવે છે. **કામરૂપ** પ્રદેશના ગોસ્વામીઓ આર્ય ઋષિઓનો એ પ્રાચીન રિવાજ જાળવી રાખવાથી આખા હિંદુ સમાજમાં શ્રેષ્ઠ મનાયા છે.

* **નીલધ્વજ** રાજાએ પોતાના રાજ્યની હદ ક્યાંસુધી વધારી હતી, તેનો બરાબર નિર્ણય કરવો કઠણ છે. તેના રાજત્વકાળમાં પણ **કામરૂપના પૂર્વ પ્રદેશમાં** બીજા કેટલાક સ્વતંત્ર રાજાઓ રાજ્ય કરતા હતા એ **પણ અનુમાન** કરી શકાય છે. **મુસલમાન** ઇતિહાસકારો કોઇ કોઈ વખત '**કામરૂપ**' અને '**કમતાપુર**'ને જુદા જુદા રાજ્ય હોવાનું લખી ગયા છે **અને** કોઈ કોઇ **સ્થળે** તેઓના લખેલા વિવેચનમાંથી એવું પણ જોવામાં આવે છે કે તેઓ બંને એક જ હતા. **આસામનો** ઇતિહાસ લખનાર શ્રીયુત ઇ. એ.

તેના બ્રાહ્મણ મંત્રીએ તેની કીર્ત્તિનો પ્રચાર કરવાને નિમિત્તે રાજાની અનુમતિ લઇને મિથિલામાંથી અનેક બ્રાહ્મણોને બોલાવી મંગાવ્યા અને તેઓની સહાયતાથી પોતે વેદધર્મનો પ્રચાર કરવાનું કાર્ય તન, મન અને ધનથી બજાવવા લાગ્યો. એ વખતે આસામ દેશની અંદર બહુ સંખ્યામાં બ્રાહ્મણો એકઠા થયા હતા.

નીલધ્વજ સારી કીર્ત્તિ મેળવીને–ઘણાં વર્ષો સુધી રાજ્ય કરીને પરલોકવાસી થયો, તેની પછી તેનો પુત્ર ચક્રધ્વજ તેના પિતાની ગાદીએ બેઠો.

ચક્રધ્વજના રાજત્વકાલમાં આસામની અંદર ઇતિહાસમાં ઉલ્લેખ કરવાયોગ્ય કાંઇ પણ બનાવ બનવા પામ્યો નથી.

ચક્રધ્વજના મૃત્યુ પછી તેનો જે પુત્ર ગાદીએ બેઠો, તે અશેષ કીર્ત્તિશાલી અને મહાપ્રતાપી મહારાજાધિરાજ–આપના પતિ "નીલામ્બર" થયા કે જેનો અમલ અત્યારે આખા આસામમાં ચાલી રહ્યો છે. ઉષાદેવી ! આટલેથી રાજકથાનકની સમાપ્તિ થાય છે." એમ બોલીને બ્રાહ્મણ કુમાર ( મંત્રીપુત્ર ) કલ્પરૂપ હાથમાં પોથી લઇને ઉઠવાને તૈયાર થયો.

આરામ ખુરશીમાં બેઠેલી ઉષારાણીનું ચિત્ત અત્યારસુધી રાજકથાનક સાંભળવા તરફ બિલકુલ દોરાયું નહોતું. તે અત્યારસુધી કોઈ બીજા જ વિચારમાં એટલી બધી લીન થઇ ગઈ હતી કે તેને માથેથી ઓઢણું ખસી ગયું તે પણ તેના જાણવામાં આવ્યું નહિ.

ગેઇટ સાહેબે દર્શાવેલ એક માનચિત્રમાં " Comotay " તે નામે એક સ્થળ બતાવેલ છે; કિન્તુ એ માનચિત્ર અત્યંત સંક્ષિપ્ત હોવાથી તેની ચારે સીમાઓનો નિર્ણય થઇ શકતો નથી.

જ્યારે યુવક કલ્પરૂપ પોતાની દષ્ટિ પોથી ઉપર સ્થિર રાખીને રાજકથાનક વાંચતો હતો, ત્યારે ઉષારાણી તે બ્રાહ્મણ કુમારના સૌન્દર્ય-માં મુગ્ધ બની જઇને એક દષ્ટિથી તેના મુખ સામે જોઇ રહી હતી, કિન્તુ જ્યારે કલ્પરૂપ હાથમાં પોથી લઇને ઉઠવાને તૈયાર થયો, ત્યારે રાણીની ચમક ભાંગી. તેણે જોયું કે પોથી હાથમાં લઇને મંત્રીપુત્ર જવાને તૈયાર થયો છે, ત્યારે વિધિના યોગે એ સમયે એક ક્ષણને માટે તરૂણ અને તરૂણીની હાસ્યયુક્ત દષ્ટિ એક થઇ ગઈ! તુર્ત જ યુવક શરમાઇને નીચું જોઇ ગયો અને પુનઃ બોલ્યોઃ "આપણી રાજ-કથા આજે સમાપ્ત થઇ."

"ત્યારે શું હવે તમે કાલથી આવશો નહિ?" યુવકના મુખ સામે લજ્જાયુક્ત દષ્ટિપાત કરીને રાણી બોલી.

કલ્પરૂપ રાણીના પ્રશ્નનો પ્રત્યુત્તર આપવા જતો હતો એટલામાં એકાએક તેની દષ્ટિ કોઇ બીજી દિશા તરફ પડવાથી અનુતપ્ત હૃદયે અને મૌન મુખે તે રાજમહાલયનો ત્યાગ કરી ગયો. જ્યાંસુધી દષ્ટિ પહોંચી શકે ત્યાંસુધી મુગ્ધ પામેલી યુવતી તેની તરફ જોઇ રહી. જ્યારે તે યુવક તદ્દન દષ્ટિમર્યાદાની બહાર જતો રહ્યો, ત્યારે તેના હૃદયના ઉંડા ભાગમાંથી એક ગંભીર દીર્ઘ નિઃશ્વાસ બહાર નીકળ્યો. તુર્ત જ તેના પ્રાણમાં એક ભયંકર ગુપ્ત વેદનાનો અનુભવ થવા લાગ્યો.



# પ્રકરણ ૪ થું.

## એક ક્ષણની અંદર અદ્દભુત પરિવર્તન.

રાજમહાલયના ગુપ્ત દ્વારમાંથી ત્યાં સંતાઇ રહેલી એક વ્યક્તિ ગત પ્રકરણમાં જણાવેલ યુવક–યુવતીની રીતભાતનું નિરીક્ષણ કરતી હતી. કલ્પરૂપની દૃષ્ટિ તે વ્યક્તિ ઉપર પડવાથી રાણીએ પૂછેલા પ્રશ્નનો પ્રત્યુત્તર પણ નહિં આપતાં તે એકાએક તે ગૃહનો ત્યાગ કરી ગયો. જે વ્યક્તિ તે ઘટના ગુપ્ત રીતે જોતી હતી, તે બીજું કોઇ નહિ–કિન્તુ કમતેશ્વર **નીલામ્બર** પોતે જ હતો !

કલ્પરૂપ પ્રસ્થાન કરી ગયા પછી **નીલામ્બરે** તે ગૃહમાં પ્રવેશ કર્યો. તેના મનમાં આજે ભયંકર સંદેહ ઉત્પન્ન થયો હતો. તે પોતાના હૃદયને કોઈ પણ રીતે શાન્ત કરી શકયો નહિ. તે મનમાં મનમાં વિચાર કરવા લાગ્યો: “ અરે ! આ શો જુલમ ? અતુલ ઐશ્વર્યશાલી મહાપ્રતાપી કમતેશ્વરની અંકલક્ષ્મી–પત્નીએ અન્ય પુરૂષની સાથે શું પ્રેમ બાંધ્યો છે ? રાજાની કૃપાથી ઉચ્ચ પદવી ધરાવનારો મંત્રી–પુત્ર શું ઉષા રાણીના પ્રેમમાં આસક્ત બન્યો છે ? અહા ! આ બનાવ શી રીતે સહન થઇ શકે ? ”

રાજા પોતાના હૃદયનો ભાવ ગુપ્ત રાખીને ઉષારાણીની પાસે બેઠો. અચાનક રાજાના આગમનથી મુગ્ધાવસ્થામાં બેઠેલી રાણી એકદમ ભાનમાં આવી અને પોતાનો ભાવ કોઇ પણ રીતે દબાવી દઇને પોતાના સુકોમળ જમણા હાથમાં રાજાનો જમણો હાથ પકડીને વીણાના જેવા મધુર કંઠથી બોલી: “ પ્રાણેશ્વર ! આપ આજે આમ અચાનક કેમ આવી ચડયા ? ”

યુવતી પત્નીના સુકોમળ કર—સ્પર્શથી રાજાનું અંતઃકરણ એકાએક કંપી ઉઠયું. તે તુરતમાં કશો પ્રત્યુત્તર આપવાને સમર્થ થયો નહિ. તેના હૃદયમાં અત્યારે પરસ્પર એક બીજાની વિરૂદ્ધમાં નાના પ્રકારના ચિંતારૂપી અનેક તરંગો ઉભરાઇ નીકળ્યા હતા !

"બોલોને, આજ તમે આમ અચાનક કેમ આવી ચડયા ?" રાણીએ પુનઃ પૂછયું.

"હું આમ અચાનક આવ્યો, તેથી શું કાંઇ અન્યાય થયો છે ?"

ઉષારાણીના જાણવામાં હવે કાંઇ બાકી રહ્યું નહિ. રાજાનો સ્વર ગુસ્સાવાળો હતો ! તે બોલીઃ "ના, અન્યાય શો થાય ? આપ આવી રીતે કદિ પણ આવતા નહિ અને આજે આપની પત્નીને આગમનના ખબર કહેવરાવ્યા વિના આમ એકાએક ગૃહમાં કેમ આવ્યા ?"

રાજાને રાણીનો કંઠસ્વર અતિશય દયાજનક જણાયો. તોપણ તેણે ઉત્તર આપ્યોઃ "આજ એક કામ હતું."

"હા, તે હું સમજી ગઇ છું."

"શું સમજી ગઇ છે ?"

"કમતેશ્વર ઉષારાણીના હૃદયની પરીક્ષા કરવા આવ્યા છે."

"કદિ તેમ પણ હોય."

"ત્યારે પરીક્ષા કરોને !"

એમ બોલીને ઉષારાણીએ પોતાના બંને હાથવડે સ્વામીનો જમણો હાથ પુનઃ પકડીને ધીમે ધીમે પોતાના હૃદય ઉપર મૂકયો. ત્યારપછી ધીમે ધીમે તે હાથ ઉપર તેના બંને ઓષ્ટ સ્થાપન કરીને એક ચુંબન કર્યું અને પુનઃ તે હાથ દઢ રીતે પોતાના હૃદય ઉપર દાબી રાખ્યો.

એક ક્ષણની અંદર નીલામ્બરના હાથને કોઇ એક ઉષ્ણ પદાર્થનો સ્પર્શ થયો હોય, એવો અનુભવ થયો. તેણે રાણી સામે નજર કરીને જોયું તો તે રડતી હતી અને તેની આંખોમાંથી ટપકતાં અશ્રુબિંદુઓ તેના હાથ ઉપર પડતાં હતાં!

એક ક્ષણની અંદર કેવો અદ્દ્ભુત ફેરફાર? નીલામ્બરના હૃદયમાંથી રાણી ઉપરનો સઘળો ક્રોધ—સઘળો સંશય એક નિમિષ માત્રમાં નાશ પામ્યો. એક પલકની અંદર હંમેશની ફેરફારવાળી નૈસર્ગિક ક્રિયા પણ ઘણું કરીને આટલી બધી ઝડપથી ફેરવાઇ જતી જોવામાં આવતી નથી!

નીલામ્બર પત્નીની આંખોએથી અશ્રુબિંદુઓને લૂછી નાંખીને પ્રેમપૂર્ણ સ્વરે બોલ્યોઃ "તું કેમ રડે છે? મારા હૃદયમાં તો હજી તે અણવિશ્વાસની દઢ છાયા પડી નથી!"

એમ બોલીને નીલામ્બરે પત્નીના મુખ ઉપર એક પ્રગાઢ ચુંબન કર્યું.

ધન્ય છે નારી! ધન્ય છે તારો મોહિની શક્તિને! જગત્માં શું કોઇ પણ એવો વીર પુરૂષ છે કે જે ફક્ત એક વાર પણ તારાં નયનમાંથી નીકળતાં ઉત્તપ્ત અશ્રુબિંદુ આગળ પરાજય પામતો નથી?

કમતેશ્વર બીજા પ્રસંગ તરફ વળીને બોલ્યોઃ "તમારી રાજ—કાહિણીનું શ્રવણ શું આજે સમાપ્ત થયું છે?"

"હા, આજ સમાપ્ત થયું છે. કિન્તુ કોણ જાણે શાથી, હું તે બરાબર સમજી શકવાને શક્તિમાન થઈ નથી." રાણીએ અત્યંત મધુરતાથી જવાબ આપ્યો.

"ત્યારે શું કલ્પરૂપ કાલે પુનઃ આવશે?"

"મેં તેમને તે પૂછી જોયું, કિન્તુ તેનો કશો પ્રત્યુત્તર નહિ આપતાં, તે પ્રસ્થાન કરી ગયા છે. કલ્પરૂપની રીતભાતમાં એટલો ફેરફાર જોઇને હું ક્યારની એ વિષે વિચાર કરતી હતી."

**નીલામ્બરે** વિચાર્યું કે રાણી બિચારી સરલ અને નિષ્કપટ હૃદયની છે. તેના મનમાં પત્ની સંબંધે જે કિંચિત્ માત્ર સંશય હતો, તે એકાએક નાશ પામ્યો. તેણે નિશ્ચય કર્યો કે કલ્પરૂપનો જ દોષ છે, નહિતો તે અપરાધીની માફક પ્રસ્થાન શા માટે કરી જાય ? જો કદિ તે સારા ચરિત્રવાળો સાત્વિક બ્રાહ્મણ હોય અને જો તેના હૃદયમાં એક બિંદુ માત્ર પણ પાપનો સ્પર્શ થએલો ન હોય, તો તે મને જોઇને તુરત પ્રસ્થાન શા માટે કરી જાય ? નિડરપણે ઉભો રહીને—મંત્રી-પુત્રની પદવી સાચવીને મારી સાથે કશું બોલ્યો નહિ કેમ ? નક્કી તેના મનમાં વિકાર ઉત્પન્ન થયો છે—નક્કી તે મોહને વશ થઇને મણિધરનો મણિ હરી જવાને ઉત્સુક થયો છે ! **નીલામ્બરના** હૃદયમાં દૃઢ વિશ્વાસ બેઠો કે કલ્પરૂપ દુરાકાંક્ષાપરાયણ થયો છે. તે રાણીના રૂપ અને યૌવનમાં મુગ્ધ બની ગયો છે. સ્ત્રી જાતિ તો સ્વભાવથી જ ચંચળ પ્રકૃતિવાળી હોય છે. તે કલ્પરૂપની કામના રૂપ અગ્નિની જ્વાળા સન્મુખ કેટલીક ક્ષણ ટકી શકે ? એક દાહક-બાળનાર અને બીજું દાહ્ય-બળનાર, એ ઉભયને એક ક્ષણ માત્ર પણ એકત્ર રહેવા દેવામાં આવે તો પરિણામ ઘણું ભયંકર આવે. હજી પણ તેનો પ્રતિકાર કરવાને યોગ્ય સમય છે. જો અત્યારથી જ તેનો ઉપાય યોજવામાં આવે, તો તેના હૃદયરૂપી પુષ્પમાં લાલસારૂપી દુષ્ટ કીડો પ્રવેશ કરવા પામે નહિ. તેથી એકની અથવા બીજાની વાસનાનો નાશ કરવાની જરૂર છે.

રાજા ઉત્તેજિત થઇને આસનેથી એકદમ ઉઠી ઉભો થઇ ગયો.

તે જોઇને ઉત્કંઠિત હૃદયે રાણીએ પ્રશ્ન કર્યો: "તમે ક્યાં જાઓ છો ?"

"કુલ્પરૂપની શોધ કરવાને." રાજાએ ઉત્તર આપ્યો.

"અત્યારે અસમયે કેમ ?"

"એક જરૂરનું કામ છે."

એટલું બોલીને નીલામ્બર ઉતાવળે પગલે ગૃહમાંથી બહાર નીકળીને એકાએક અદૃશ્ય થઈ ગયો. ઉષારાણી નિરાશજનક અંતઃકરણે તેની તરફ જોઈ રહી.



# પ્રકરણ ૫ મું.

## સ્ત્રીધર્મ.

દિવસના ઉત્તમ મધ્યાન્હ કાલે એક પર્ણકુટિની અંદર બેસીને એક વૃદ્ધ પુરૂષ પુસ્તકનો પાઠ કરે છે. વૃદ્ધ જાતે બ્રાહ્મણ છે. તેના શરીરની ચામડીપર કરચલીઓ પડેલી છે. તેનું લલાટ જો કે કરચલીઓથી પરિપૂર્ણ છે, તોપણ તે વિશાળ અને તેજસ્વી છે. તે વૃદ્ધ હોવા છતાં તેના મુખની કાંતિ જોતાં તે કોઇ પ્રતિભાશાલી પુરૂષ હોય, એમ જણાય છે. સન્મુખ બેસીને એક તરૂણ યુવક અને એક લાવણ્યમયી બાલિકા તે પુસ્તક એક ચિત્તથી સાંભળે છે.

બાલિકાએ યૌવનમાં પ્રવેશ કર્યો છે. પ્રભાતના તાજા ખીલી નીકળેલા પદ્મની માફક તેના અપ્રતિમ સૌન્દર્યથી તે ક્ષુદ્ર પર્ણકુટિકા ઉજ્જવલ બની રહી છે. તેનું મુખ લજ્જા, વિનય અને કરૂણાથી અવર્ણનીય શોભા અર્પી રહ્યું છે. બાલિકા હોવા છતાં તે ઉપર જણાવેલ યુવકની નવ–યૌવના પત્ની છે ! તેના મુખની કાંતિ અને તેનું લાવણ્ય ઈંદ્રના ઘરની અપ્સરાને પણ લજ્જા પમાડે તેવું છે ! તેનું નામ સુલક્ષણા છે.

વૃદ્ધ પાઠ કરે છે: “ આ સંસારમાં જન્મ ધારણ કરીને હરેક મનુષ્યે પોતાનું શું કર્તવ્ય છે, તે અવશ્ય જાણવું જોઇએ. પોતાનો શો ધર્મ છે–શી ફરજ છે, તે સમજીને સઘળાએ નિરંતર પોતાની ફરજ બજાવવાને તત્પર રહેવું જોઇએ. જે મનુષ્ય પોતાનો શો ધર્મ છે તે સમજતું નથી અને તે બજાવવાને બિલકુલ પ્રયત્ન કરતું નથી, તે મનુષ્યનો અવતાર વૃથા સમજવો. સ્ત્રીઓએ પોતાનો શો ધર્મ

છે, તે સમજીને તે પ્રમાણે વર્તવું જોઇએ. જે સ્ત્રી પોતાનો ધર્મ શો છે, તે સમજતી નથી અને તે પ્રમાણે વર્તતી નથી, તે નરકની અધિકારિણી થાય છે. સ્ત્રીએ નિરંતર પોતાના પતિની પહેલાં નિદ્રાનો ત્યાગ કરીને દાતણ પાણી કરી, મુખ ધોઇ, બિછાનાં ઉપાડી ઘરને ઝાડી ઝપટી સાફ કરવું. પછી રસોડાનાં બધાં વાસણ સારી રીતે માંજી માટીવડે ચુલાને લીપવો અને તેમાં લાકડાં સહિત અગ્નિ મૂકવો; ત્યારપછી નાહી ધોઇ સ્વચ્છ થઇને સાસુ તથા સસરાને પગે લાગવું. પછી રસોઇ તૈયાર કરી પતિ તથા સસરા વગેરેને જમાડીને સંતોષ પમાડવાં. સ્ત્રીએ રસોઈ એવી ખંતથી કરવી જોઇએ કે, જેથી જમનાર સંતોષ પામીને આશીર્વાદ આપે. જે સ્ત્રી રસોઈ સારી કરીને જમનારાઓને સંતોષ આપતી નથી, તે પાપની અધિકારિણી થાય છે. પતિ જમી રહ્યા પછી તેમની રજા લઈને સ્ત્રીએ જમવું. બપોરનો વખત દાળ, ચોખા વગેરે અનાજ વીણીને સાફસુફ કરવામાં ગાળવો. એ પ્રમાણે સ્ત્રીએ ફરીથી સાંજે ગૃહને શુદ્ધ કરીને રસોઇ તૈયારી કરીને પતિ તથા સસરા વગેરેને રાત્રિભોજન કરાવવું. રાત્રે પોતે રૂચી પ્રમાણે જમી, ગૃહનું બાકી રહેલું કામ કરી સારી રીતે શય્યા બિછાવીને પતિની સેવામાં હાજર થવું. પતિ જ્યારે ઉંઘી જાય ત્યારે, તે જ શય્યા ઉપર અથવા પાસે જુદી કરેલી શય્યામાં નિષ્કામ તથા જીતેન્દ્રિય થઇને સાવધાનપણેથી વસ્ત્ર સહિત સૂવું.

"સ્ત્રીએ ઉચ્ચ, કઠોર તથા પતિને અપ્રિય લાગે એવું વાક્ય કદિ ઉચ્ચારવું નહિ, કોઈ સાથે વાદવિવાદ કરવો નહિ અને વાદ કરતાં અનર્થરૂપ વચન કદિ બોલવાં નહિ. પતિને ધર્મ તથા અર્થ સંપાદન કરવામાં સ્ત્રીએ કદિ વિરોધી બનવું નહિ. સ્ત્રીએ અવિવેક, ક્રોધ, અદેખાઈ, નિંદા, ચાડી, હિંસા, વિષયવાસના, મોહ, અહંકાર, આપ-

વડાઈ, ઇશ્વર ઉપર અનાસ્થા, સાહસ અને દંભનો સદંતર ત્યાગ કરવો. સ્ત્રીએ મધુર વાણી બોલીને જેમ પોતાનો પતિ વશ થાય, તેવી રીતે આચરવું. જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય, તે સ્ત્રીએ ઘરેણાં પહેરવાં નહિ, માત્ર સૌભાગ્ય બતાવનારાં આભરણ ધારણ કરવાં. સ્ત્રીને પતિ સમાન આ સંસારમાં બીજું કોઇ પણ સુખનું સાધન નથી, માટે ધન વગેરેનો નાશ થયા છતાં પણ પતિવાળી સ્ત્રી સુખી ગણાય છે. જે સ્ત્રી પતિની સેવા કરે છે અને પતિની આજ્ઞા પાળે છે, તે સ્ત્રી આ લોકમાં અનન્ત સુખ ભોગવી અંતે મોક્ષને પામે છે. સ્ત્રીએ પોતાના પતિથી દૂર રહેવાની કદિ ઇચ્છા કરવી નહિ, કારણકે પતિથી દૂર રહેનારી સ્ત્રી સારી હોય, તોપણ લોકો તેની નિંદા કરે છે. જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય, તેણે રમત–ગમત કરવી નહિ, શરીર શણગારવું નહિ, માણસોના મેળાવડાની ધામધુમ જોવી નહિ, કોઇની સાથે હસવું નહિ અને પારકે ઘેર બેસવા જવું નહિ.

" એ પ્રમાણે સદ્‌વર્તન રાખી સ્ત્રીએ પોતાના સ્વામીને પ્રસન્ન રાખવો. હજારો નોકર–ચાકર હોય તોપણ, પતિનું કામ તો સ્ત્રીએ ખાસ પોતે જ. કરવું. સ્ત્રીએ પતિ જેમ પ્રસન્ન રહે, તેમ નિરંતર વર્તવું. કોઈ પણ રીતે પતિને અપ્રસન્ન થવા દેવો નહિ, કારણકે સ્ત્રીના સર્વ સુખનો આધાર તેનો પતિ જ છે. પતિ જો સુખી હોય તો સ્ત્રીએ સુખ માનવું અને પતિ જો દુઃખી હોય તો સ્ત્રીએ દુઃખ માનવું. સર્વ સંબંધમાં પતિ પત્નીનો સંબંધ અતિ નિકટનો છે. પત્નીના સુખ દુઃખની લાગણી જેટલી તેના પતિને થાય છે, તેટલી બીજાને થતી નથી અને પતિ જેટલો પત્નીના કલ્યાણમાં તત્પર રહે છે, તેટલો બીજો કોઇ રહેતો નથી. એવા પતિની સેવા કરવી એ સ્ત્રીનો પરમ ધર્મ છે.

"જે સ્ત્રી પોતાના પતિ પ્રત્યે માયાળુ સ્વભાવ રાખે છે, મધુર વચનો બોલી તેમને સંતોષ પમાડે છે, રૂડાં આચરણથી વર્તી તેમને ખુશ રાખે છે, સેવા કરી તેને સુખી કરે છે અને પ્રસન્ન મુખ રાખી પતિમાં જ ચિત્ત રાખે છે, તે ધર્મચારિણી કહેવાય છે.

"પતિએ કઠોર વચનો કહ્યાં હોય તથા ક્રોધપૂર્ણ દૃષ્ટિએ જોયું હોય, તોપણ તેના પ્રત્યે જે સ્ત્રી સારી રીતે પ્રસન્ન મુખવાળી રહે, તે પતિવ્રતા કહેવાય છે.

"જે સ્ત્રી પ્રસન્ન મનવડે પોતાના પતિની નિરંતર સેવા ચાકરી કરે, મર્યાદામાં રહે અને વિનય રાખે, તે ધર્મિષ્ટ કહેવાય છે; કારણ-કે સ્ત્રીઓને પતિ છે એ જ દેવ છે અને એ જ સઘળાં તીર્થ છે.

"જે ગુણવાન્ સ્ત્રી નિત્ય પતિના ચરણ સેવે અને પતિની ભક્તિમાં જ નિરંતર તત્પર રહે, તેને તપસ્વિની જાણવી. પતિવ્રતા સ્ત્રીએ પતિને ક્રૂર દૃષ્ટિએ જોવો નહિ, તેને ખરાબ વચન સંભળાવવાં નહિ અને મનથી પણ તેનું અપ્રિય કરવું નહિ. સ્ત્રીએ પતિને કાર્ય કરવામાં સલાહ આપનાર મંત્રી જેવી, કામ કરવામાં દાસી જેવી, જમાડવામાં ખંત રાખનાર માતા સમાન, શયનને વિષે કામ અને પ્રેમ ઉત્પન્ન કરનાર રંભા જેવી, ધર્મકાર્યમાં અનુકૂળ અને ક્ષમા કરવામાં પૃથ્વી સમાન થવું; એ પતિવ્રતાના ૭ ગુણો છે.

"સ્ત્રીએ પતિ ઘરમાં આવે ત્યારે ઉઠી ઉભા થવું, તેની સાથે ભાષણ કરવામાં નમ્રતા રાખવી, તેના ચરણમાં દૃષ્ટિ રાખી આસન આપવું, તેની સેવામાં પોતે હાજર રહેવું, તેના સૂતા પછી સૂવું અને તેની પહેલાં ઉઠવું, એ પતિવ્રતા સ્ત્રીનાં લક્ષણ છે.

"સ્ત્રી પતિના પગ ધોઇને તે પાણીનું ચરણામૃત લે તો તેથી તે જેવી શુદ્ધ થાય છે, તેવી તે સેંકડો ઉપવાસો, દાન—પૂણ્ય અને તીર્થ-

યાત્રાથી પણ શુદ્ધ થતી નથી. પતિ પાપી હોય, તોપણ સ્ત્રીએ તેને ઈશ્વર તુલ્ય માનવો, કારણકે પતિ છે એ સ્ત્રીનું મુખ્ય ભૂષણ છે. પતિ વિનાની સ્ત્રી શોભતી નથી. જે સ્ત્રીમાં પતિ સંતોષ પામતો નથી, તેને સ્ત્રી માનવી નહિ. સ્ત્રીઓને પતિ પ્રસન્ન થયેથી પરમેશ્વર પણ પ્રસન્ન થાય છે. જે સ્ત્રીનાં આચરણ સારાં હોય, તે જ સ્ત્રી કહેવાય છે; ખરાબ આચરણવાળી સ્ત્રી, સ્ત્રીની પદવીને લાયક નથી. જે સ્ત્રીને જેની પતિમાં ઈચ્છા રહે છે, તેવી કામ, ભોગ, ઐશ્વર્ય અને સુખમાં પણ રહેતી નથી, તે સ્ત્રીને ધર્મિષ્ઠ જાણવી, કારણકે સ્ત્રીને પતિ એ જ દેવ, પતિ એ જ ગુરૂ, પતિ એ જ પોષણ કરનાર, પતિ એ જ ધર્મ, પતિ એ જ તીર્થ અને પતિ એ જ વ્રત છે, માટે સર્વને છોડી સ્ત્રીએ ફક્ત એક પોતાના પતિની જ સેવા કરવી. ”

આ પ્રમાણે સ્ત્રીધર્મનું ઉત્તમ વ્યાખ્યાન સાંભળીને સુલક્ષણા વૃદ્ધના પગમાં પડી ગઇ. તે બોલી: “ સ્ત્રીધર્મનો અમૂલ્ય બોધ આપીને આપે મારાપર મહદ્ ઉપકાર કર્યો છે. ”

પ્રિય વાચક ! પુસ્તકનો પાઠ કરનાર વૃદ્ધ પુરૂષ એ કમતાપુરનો મંત્રીશ્વર છે. તેનું નામ **વિશ્વરૂપ** છે. **વિશ્વરૂપ**નું વય અત્યારે લગભગ સાઠ વર્ષનું થવા આવ્યું છે. શરીરપરના સઘળા વાળ સફેદ થઈ ગયા છે. **વિશ્વરૂપ** મંત્રીશ્વરની ઉંચી પદવીનો અધિકારી હોવા છતાં, તદ્દન સાદું જીવન ગાળે છે. તે સુખ વૈભવ અને ઐશ્વર્યના લોભથી મંત્રીનું કાર્ય કરતો નથી કિન્તુ પરોપકાર અને દેશસેવાને અર્થે જ તે કાર્ય બજાવે છે. તે ધનસંપત્તિનો સંગ્રહ કરવાને ઇચ્છા રાખતો નથી, પરંતુ એક તપસ્વીની માફક સાદું જીવન ગુજારવાનું તેને બહુ પ્રિય છે. **વિશ્વરૂપ**ને મંત્રીપણાના કામ બદલ જે કાંઇ પગાર મળે છે તેમાંથી બહુ જ થોડી રકમ પોતાના ગુજરાન માટે રાખીને બાકીની

રકમ ધર્મના કાર્યમાં વાપરે છે. તે સુંદર મહેલોમાં રહેવાનું ત્યાગ કરીને તપસ્વીની માફક એક પર્ણકુટિમાં રહે છે. મનુષ્યદેહ ધારણ કરીને માણસને જે કાંઇ ફરજ બજાવવાની હોય છે, તે વિશ્વરૂપ સંપૂર્ણ રીતે બજાવે છે. વિશ્વરૂપનાં આવાં સારાં આચરણથી તેનો પુત્ર કલ્પરૂપ પણ મહા જ્ઞાની થયો છે. તે પણ તેના પિતાની માફક સાદું જીવન ગાળવાને તથા પરોપકારના અને દેશસેવાના કાર્ય કરવાને બહુ ઉત્સુકતા ધરાવે છે. વિશ્વરૂપ પોતાના પુત્ર કલ્પરૂપ તથા પુત્રવધૂ સુલક્ષણાને નિરંતર સદુપદેશ આપી મનુષ્યનો શો ધર્મ છે, તે સમજાવે છે. આજે તેણે સ્ત્રીધર્મ વિષે જે બોધ આપ્યો તે સાંભળી સુલક્ષણાના મનમાં ઘણી સારી અસર થઇ. તે મનમાં પોતાના સસરાનો ઉપકાર માનવા લાગી. સ્ત્રીધર્મનું વર્ણન કર્યા પછી વિશ્વરૂપ કલ્પરૂપ પ્રત્યે બોલ્યો: " પુત્ર ! હું વૃદ્ધ થએલો હોવાથી મંત્રીપણાનું જોખમભરેલું કાર્ય હવે થોડા સમયમાં તારે માથે આવી પડવાનું છે, માટે તું સત્વર તે કાર્યને માટે લાયક થા. હું તને અત્યારે કેટલોક બોધ આપું છું, તે સાંભળઃ—આ સૃષ્ટિ છે, તે ત્રિગુણાત્મક એટલે સૃષ્ટિને ઉત્પન્ન કરનાર સૃષ્ટિનું પાલન કરનાર અને સૃષ્ટિનો લય કરનાર એવા જે પરમાત્મા છે, તેની અનન્ત લીલા છે. સંસાર છે એ કર્મનું ક્ષેત્ર છે. સ્ત્રી અને પુરૂષમાંથી આ સંસારની ઉત્પત્તિ થઇ છે. પરમાત્માની ભક્તિ કરવી, પ્રાણી ઉપર દયા રાખવી, સ્ત્રી, પુત્ર વગેરે પરિવારનું પાલનપોષણ કરવું અને બીજાને સારી શિખામણ આપવી એ પુરૂષનું આ સંસારમાં મુખ્ય કર્તવ્ય છે. સ્ત્રીનું મુખ્ય કર્તવ્ય એ છે કે પતિની ભક્તિ કરવી, કાયા, મન અને વચનવડે પતિની સેવા કરીને પતિમાં જ નિરંતર પોતાનું ચિત્ત રાખવું. પતિ છે એ જ સ્ત્રીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મેળવ-

વાનું મુખ્ય સાધન છે. પતિની સાથે મરવાથી સતીને અક્ષય ધામ-સ્વર્ગપ્રાપ્તિ થાય છે—"

વૃદ્ધ પુસ્તક વાંચે છે, એટલામાં ખડકીના દ્વારમાંથી કોઇનો કંઠ-ધ્વનિ આવ્યો: "મંત્રીશ્વર ! કૃપા કરીને દ્વાર ઉઘાડો."

તે સાંભળીને વિશ્વરૂપ પુસ્તક બંધ કરીને ખડકીના દ્વાર તરફ ગયો.

એ સમયે યુવકે પોતાની પત્ની સુલક્ષણાના મુખ સામે એક વાર દૃષ્ટિપાત કર્યો, તો તેનું અતુલ સૌન્દર્ય જોઇને કલ્પરૂપ વિચારમાં પડી ગયો: "અહા ! કેવું સૌન્દર્ય ? પરમાત્માએ મને કેવી સ્વરૂપવતી પત્ની આપી છે ! સુલક્ષણા પણ પોતાના પતિનું સૌન્દર્ય જોઇને મુગ્ધ બની ગઇ. જેમ ચકોર પક્ષી ચંદ્રના અમૃતનું પાન કરવાથી તૃપ્ત થતું નથી, તેવી રીતે સુલક્ષણા પતિના મુખ સામે એક દૃષ્ટિથી કેટલીક વાર સુધી જોઇ રહી, કિન્તુ તૃપ્ત થઇ નહિ. તે બોલી: "સ્વામિન્ ! આપના મુખ સામે હું આખો દિવસ જોઇ રહું, તો-પણ મારા મનને તૃપ્તિ કેમ નહિ વળતી હોય ? આટલા દિવસ સુધી તો હું અણસમજણી હોવાથી પતિ-પત્નીનો પ્રેમ કેવો હોય તે બિલકુલ સમજતી જ નહોતી, કિન્તુ હાલમાં થોડા દિવસથી તો મારૂં મન એવું ઘેલું બની ગયું છે કે જ્યારે ને ત્યારે પતિના જ વિચારો મનમાં આવ્યા કરે છે. પ્રાણનાથ ! ઇશ્વરે પતિપત્નીમાં આટલી બધી માયા શા માટે—"

યુવતીનું વાક્ય પૂરૂં થયું નહિ એટલામાં તો વૃદ્ધ પાછો આવીને બોલ્યો: "કલ્પરૂપ ! તને મહારાજાધિરાજ કમતેશ્વર બોલાવે છે. આજે આવી રીતે અસમયે મહારાજાએ તને કેમ બોલાવ્યો હશે, તે કાંઇ

સમજી શકાતું નથી. સંધ્યા પછી મારે પણ રાજદરબારમાં હંમેશની માફક આજે પણ જવાનું છે."

બ્રાહ્મણના મનમાં ચિન્તા ઉત્પન્ન થવાથી પુસ્તક વાંચવામાં તેનું મન પુનઃ પરોવાયું નહિ. તે પુસ્તક બંધ કરી યોગ્ય સ્થળે મૂકીને ગૃહના બીજા ખંડમાં જતો રહ્યો.

કલ્પરૂપ પિતાની આજ્ઞા સાંભળીને ઉઠી ઉભો થયો અને પોતાની પત્નીના મુખ સામે જોઇને કરૂણાજનક કંઠે બોલ્યો: "હૃદયેશ્વરી! પ્રિયે! હું રાજદરબાર જઉં છું હોં!"

પતિનું બોલવું સાંભળીને સુલક્ષણા બોલી: "આજે અત્યારે રાજદરબારમાં તમારો શો ખપ પડ્યો? કોઇ દિવસ આ વખતે તમને બોલાવતા નથી અને આજે શા માટે બોલાવ્યા હશે?"

"કોણ જાણે શા કામ માટે અત્યારે મને બોલાવવામાં આવ્યો છે, તે હું પણ જાણતો નથી."

"ત્યારે અત્યારે આપ ન જાઓ તો?"

"પ્રાણેશ્વરી! ગયા વિના કેમ ચાલે? મહારાજાએ મને બોલાવવા માટે ખાસ માણસ મોકલ્યો, તો પછી જવું જ જોઇએ. પિતાજીએ પણ જવાની આજ્ઞા આપી છે, તેથી ન જઉં તો પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું કહેવાય."

એમ કહીને કલ્પરૂપ ચાલતો થયો. પત્ની એક દીર્ઘ નિશ્વાસ નાંખીને મનમાં બોલી: "અરે પ્રભુ! અમે બંને જણાં વાર્તાવિનોદ કરીને આનંદ લેતાં હતાં, એટલામાં તેં રંગમાં ભંગ શા માટે કર્યો?"

યુવતીના મનમાં અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા. જાણે કે પતિ-પત્ની બંને એક શય્યામાં સૂતાં છે અને અપ્રતિમ સુખ

ભોગવે છે, એટલામાં એક રાક્ષસ આવીને પતિને પોતાના બાહુ-પાશમાંથી છોડાવીને કોણ જાણે કોઇ અંધકારમય ભયાનક સ્થાનમાં ખેંચી જાય છે. પોતે ઘણી આજીજી કરે છે, ઘણી વિનતિઓ કરે છે, તોપણ તે રાક્ષસ કશું નહિ માનતાં પોતાના ભરથારને આગળ ને આગળ ઘસડી જાય છે! આવા આવા અનેક પ્રકારના વિચારો આવવાથી રમણી એકાએક મૂર્ચ્છિત થઇને ભોંયપર પડી ગઇ!

ઘણીવાર સુધી મૂર્ચ્છિત અવસ્થામાં પડી રહ્યા પછી સુલક્ષ-ણાને શુદ્ધિ આવી. તે ઉભી થઇને જોવા લાગી તો કુલ્પરૂપ ત્યાં જોવામાં આવ્યો નહિ. તેના હૃદયમાં એક પ્રકારની ભયંકર વેદના થવા લાગી. જે પર્ણકુટિ નિરંતર સ્વર્ગના બગીચા જેવી સુંદર લાગતી હતી, તે આજે સુલક્ષણાને શૂન્યકાર—સ્મશાન જેવી ભાસવા લાગી. તે ચિંતાતુર હૃદયે તેના પતિના આગમનની રાહ જોવા લાગી.



# પ્રકરણ ૬ ઠું.

## સતિને પતિની ભ્રમણા.

કડ—કડ—કડાટ—

અસ્તાચળ તરફ ઉતાવળે પ્રયાણ કરી જનારા સૂર્યનું છેલ્લું કિરણ આકાશમાંથી અદૃશ્ય થઇ જતાંની સાથે કડ—કડ—કડાટ કરીને એક ભયંકર અવાજ થયો. સાથે સાથે મુશળધાર વરસાદ પણ જાણે પાપથી ભરેલી આ પૃથ્વીને ખોદી નાંખવાને પ્રયત્ન કરતો હોય, તેમ વરસવા લાગ્યો. આમ એકાએક કુદરતી પરિવર્તન થએલું જોઇને કુમતાપુરના નગરવાસીઓ ભય પામી ગયા, કારણકે અકાળે આટલા બધા જોરથી વરસતો વરસાદ તેમના જોવામાં કદિ પણ આવ્યો નહોતો, તેથી આ અસ્વાભાવિક ઘટના તેમને અશુભ ચિન્હ દર્શાવનારી જણાવા લાગી.

ભયસૂચક તોફાન શાન્ત થયા પછી વિશ્વરૂપ પુત્રવધૂ પાસે આવીને બોલ્યો: “પુત્રી! નિર્ભયપણે અને સાવધાનતાથી ઘરમાં રહેજો. રાજદરબારમાં જવાનો સમય થયો છે, તેથી હું જઉં છું. કલ્પરૂપ ઘણું કરીને હમણાં જ પાછો આવશે.”

એ વખતે ખડકી બહાર કોઇના પગલાનો ધીમો અવાજ સંભળાતો હોય, એવી વિશ્વરૂપને ભ્રમણા થવાથી ખડકીનું દ્વાર ઉઘાડીને જાણે તે આગંતુક વ્યક્તિ કલ્પરૂપ જ હોય, એમ તેને ઉદ્દેશીને વિશ્વરૂપ બોલ્યો: “કલ્પરૂપ, હું હવે રાજદરબારમાં જઉં છું.”

જે વ્યક્તિને ઉદ્દેશીને કહ્યું હતું, તેણે કશો પ્રત્યુત્તર આપ્યો નહિ તેમ ગૃહની અંદર પણ પ્રવેશ કર્યો નહિ. તે બ્રાહ્મણને જોઇને

દૂર ખસીને ઉભો રહ્યો. બ્રાહ્મણુ વધારે કાંઈ પણ તપાસ નહિ કરતાં—કાંઈ પણુ વિશેષ નહિં બોલતાં ઘરમાંથી બહાર નીકળ્યો. તુરત જ ઝણુઝણુાટ અવાજથી ખડકીનું દ્વાર બંધ થઇ ગયું.

બ્રાહ્મણની બાલિકા પુત્રવધૂ સ્વામીના આગમનની રાહ જોતી હતી, તે ઝણુઝણુાટ શબ્દ સાંભળીને ચમકી ગઈ. બાલિકાને એવી ભ્રમણા થઇ કે જાણે બહારથી કોઇ તેનું નામ દઇને બોલાવે છે. તે સ્વર અતિશય મૃદુ—અતિશય ક્ષીણુ અને જાણે વેદનાયુક્ત હોય, તેમ તેને લાગ્યું, કિન્તુ તે અત્યંત પરિચિત જણુાયો. એક વાર, બે વાર, ત્રણુ વાર એમ વારંવાર ઉપરાઉપરી તે પરિચિત સ્વર તેના સાંભળવામાં આવ્યો. તે વ્યાકુળ ચિત્તે ખડકીનું દ્વાર ખુલ્લું કરીને બહાર ચારે તરફ નજર કરીને જોવા લાગી, તો કશું પણુ તેની દૃષ્ટિએ પડયું નહિ ! માત્ર ચારે તરફ ઘોરતમ અંધકાર અને અનંત નિસ્તબ્ધતા પ્રસરેલી તેના જોવામાં આવી.

બાલિકાએ ભય પામીને દ્વારનો આગળીયો બંધ કરી દીધો. ત્યારપછી પ્રત્યેક ઓરડામાં તે તપાસ કરી વળી, કિન્તુ ત્યાં પણુ સર્વત્ર નિસ્તબ્ધતા જ પ્રસરેલી તેના જોવામાં આવી. તે આજ નિસ્તબ્ધ પર્ણકુટિમાં એકલી છે.

“ પ્રાણુ પ્રિયે !—”

બલિકાએ સ્પષ્ટ સાંભળ્યું કે તે ઘણો પરિચિત—પોતાના પતિનો જ કંઠસ્વર છે, કિન્તુ અતિશય દયાજનક અને કરૂણાથી ભરપુર છે. તે એક વાર હિંમત ધારણુ કરીને બોલીઃ “ પ્રાણુનાથ ! તમે કયાં છો ? ”

“ બહાર. ”

એ સાંભળીને દ્વાર ખુલ્લું કરીને બાલિકા એકદમ ઉતાવળી

ઉતાવળી બહાર આવી, તો પુનઃ કંઠધ્વનિ સંભળાયોઃ "તું મારી સાથે આવીશ ?"

બાલિકા એ સાંભળીને કંપી ઉઠી. આકાશ જેમ વાદળાંથી ઘેરાઇ જાય અને રાત્રિ જેમ અંધકારથી છવાઈ જાય તેવી રીતે યુવતીનું મુખ મ્લાન થઈ ગયું ! તે મનમાં વિચાર કરવા લાગી કે સ્વામી આજે આવી માંગણી શામાટે કરતા હશે ? કિન્તુ તુરત જ તેને જ્ઞાન થયું કે પતિ દેવતા જે કહે તે પત્નીએ અવશ્ય કરવું જ જોઇએ. પતિની સાથે જવામાં દોષ શો ? એમ વિચારીને બાલિકાએ ઉત્તર આપ્યોઃ "કયે સ્થળે ?"

"જે સ્થળે હું લઇ જઉં, તે સ્થળે."

"પત્ની તો નિરંતર પતિની સાથે જ રહેનારી છે. જેમ છાયા દેહની સાથે સાથે ભ્રમણ કરે છે, તેમ પત્ની પણ પતિની છાયા છે. તો તે પતિ જ્યાં કહે, ત્યાં આવવાને કેમ ના કહે ?"

"ત્યારે ચાલ."

"કિન્તુ હું કશું જોઇ શકતી નથી, તમે કયાં ઉભા છો ? મારો હાથ પકડો."

તુરત જ બાલિકાને જાણે પોતાના પતિએ પોતાનો હાથ પકડયા હોય, એમ તેના સ્પર્શનો અનુભવ થવા લાગ્યો, પરંતુ તે હાથ અતિ કોમળ અને અતિ શીતલ જણાયો ! બાલિકા એક ક્ષણની અંદર જાણે પોતાના એ ભ્રમનો ભેદ જાણી ગઇ હોય, તેમ ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડવા લાગી. બહુવાર સુધી એ પ્રમાણે રડ્યા પછી તે એકાએક મૂર્છા પામી ગઇ ! જે સ્થળે તે ઉભી હતી, તેને તે સ્થળે કાષ્ટની પુતળીની માફક તે જડરૂપ બની અચેતન થઇને પડી ગઇ !

# પ્રકરણ ૭ મું.

## રાત્રિભોજન.

તેજ દિવસે રાત્રિને સમયે એક વ્યક્તિ લાકડીને ટેકો દઇને ધીમે ધીમે રાજમહાલય તરફ ચાલી જાય છે. એક તો વૃદ્ધાવસ્થાને લીધે તેનાથી બરાબર ચાલી શકાતું નથી, તેમાં વળી અમાસનો ઘોરતમ અંધકાર સર્વત્ર વિસ્તરી રહ્યો છે, તેથી ચાલવામાં તે વ્યક્તિને બહુ વિટંબણા સહન કરવી પડે છે. ઓછામાં પુરૂં થોડી વાર પહેલાં વરસાદ પડવાથી રસ્તો બધો કીચડવાળો થઈ ગયો છે. ઉપર જણાવેલ વ્યક્તિ અતિ કષ્ટે રસ્તો કાપીને રાજદ્વારે આવી પહોંચી, તેને જોઇને પહેરેગીરોએ રસ્તો છોડી દઇને મુજરો કર્યો. આગંતુકે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતાં અને લલાટમાં ભસ્મની ત્રિપુંડ તાણી હતી, તે જોતાં તે બ્રાહ્મણ હોય, એવું અનુમાન થઈ શકતું હતું.

પ્રિય વાચક! તે વ્યક્તિ કમતાપુરનો રાજમંત્રી વિશ્વરૂપ છે. હંમેશની માફક તે આજે પણ રાજાની આજ્ઞાનું પાલન કરવા માટે રાજદરબારમાં આવ્યો છે.

રાજમહાલયના દિવાનખાનામાં આવીને વિશ્વરૂપે જોયું કે કમતેશ્વર પોતાના આગમનની રાહ જુએ છે. તેણે રાજાને યોગ્ય માન આપીને પોતાનું આસન ગ્રહણ કર્યું. રાજાનું વદનમંડલ આજે મ્લાન થઈ ગએલું જણાય છે. દિવાનખાનામાં પ્રવેશ કરતાંની સાથે જ બ્રાહ્મણ સચિવના ધ્યાનમાં તે તુરત આવી ગયું.

દિવાનખાનાના ખૂણામાં એક દીપક બળતો હતો, તેની સામે દૃષ્ટિ સ્થિર કરીને બંને જણ કેટલીક ક્ષણ સુધી મૌન બેસી રહ્યા. આ દૃશ્ય જોઇને મંત્રીશ્વરના મનમાં અનેક પ્રકારના વિચારો ઉદ્‌ભૂત

થવા લાગ્યા. પ્રથમ તો તેના મનમાં એમ થયું કે જ્યારે હું રાજા પાસે આવું છું, ત્યારે રાજા આનંદિત ચિત્તે હંમેશાં મારી સાથે ઘણી વાતો કરે છે, કિન્તુ આજે કશું બોલતા નથી, તેનું કારણ શું? નક્કી આજે કાંઈ ભયંકર બનાવ બન્યો હોવો જોઇએ. કોઈ બળવાન શત્રુ કમતાપુર ઉપર ચડાઈ લાવવાને તૈયાર થતો હોય એવા સમાચાર ગુપ્ત ચાર મારફતે રાજાના સાંભળવામાં આવ્યા હોવા જોઇએ. તે સિવાય આટલી બધી ચિંતા રાજાના મનમાં કદાપિ ઉદ્દભૂત થવા પામે નહિ. વિશ્વરૂપના મનમાં આવાઆવા અનેક તર્કવિતર્કો ઉદ્દભૂત થવા લાગ્યા. કેટલોક સમય નિઃસ્તબ્ધમાં વ્યતીત થયા પછી રાજા મૌન્યનો ભંગ કરીને બોલ્યો : "મંત્રીશ્વર !"

વિશ્વરૂપ સમજી ગયો કે રાજાનો કંઠસ્વર પણ આજે બદલાઈ ગયો છે. તેણે સંકુચિત ભાવથી ઉત્તર આપ્યોઃ "જી, શો હુકમ છે? ફરમાવો."

"આપની પાસે આજે એક બાબતનો ન્યાય કરાવવાનો છે. આમ અકસ્માત્ આવી દુર્ઘટના ઉપસ્થિત થવા પામશે, એ વિચાર મારી કલ્પનામાં પણ આવ્યો નહોતો."

બ્રાહ્મણ સચિવે ધીમે ધીમે પ્રશ્ન કર્યોઃ "કઈ બાબતનો ન્યાય કરવાનો છે? કહો તો ખરા."

નીલામ્બરે બોલવાનો પ્રયત્ન કર્યો, કિન્તુ કશું બોલી શકયો નહિ. તેનો સ્વર ભાંગી ગયો. પુનઃ તે બોલવાને મથન કરવા લાગ્યો, કિન્તુ જાણે કોઈ તેનો કંઠ બાંધી રાખતું હોય, તેવો અનુભવ થવા લાગ્યો. બહુ વાર સુધી હૃદયની સાથે તુમુલ સંગ્રામ કરીને તે એકાએક બોલી ઉઠ્યોઃ "મંત્રીશ્વર ! પર–નારીની સાથે જે પુરૂષ ગમન કરે, તેને કેવા પ્રકારની શિક્ષા કરવી જોઇએ?"

દઢ ભાવથી વિશ્વરૂપે ઉત્તર આપ્યો: "જન્મકેદની શિક્ષા કરવી જોઇએ."

"બીજી કોઈ પણ શિક્ષા થઇ શકે ખરી ?" રાજાએ પુનઃ પ્રશ્ન કર્યો.

"હા, તેને પ્રાણદંડની શિક્ષા પણ કરી શકાય."

"એ શિક્ષા શું દરેક મનુષ્યને કરી શકાય ?"

"હા. તોપણ અપરાધીનો અપરાધ ધ્યાનમાં લઇને રાજા પોતાની મરજી મુજબ વત્તીઓછી શિક્ષા કરવાને અધિકારી છે."

એ વચન સાંભળીને રાજા મૌન રહ્યો. આજે મંત્રીશ્વરને રાજદરબારમાં રાત્રિભોજન કરવાનું નિમંત્રણ મળેલું હતું. તે મુજબ જમવાનો સમય થયો એટલે રાજા, મંત્રી અને બીજા કેટલાક અમીર ઉમરાવો ત્યાંથી બીજા ખંડમાં ગયા.*

રાજા નીલામ્બરનો દેહ આજે ક્રોધથી કંપતો હતો. તેની બંને આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ હતી અને તેમાંથી અગ્નિના કણ ઝરતા હતા. રાજાનું આવું ક્રોધાતુર વદન જોઇને વિશ્વરૂપ ઘણું આશ્ચર્ય પામ્યો. તેણે વિચાર્યું કે રાજા આજે આવા પ્રકારના પ્રશ્નો શા માટે પૂછે છે ? શું કોઈ પણ એવો મુકર્દમો તેના હાથમાં આવ્યો હશે ? જો કદાચ આવ્યો હોય તો તે ઘણો ભયંકર હોવો જોઇએ. જો તેમ ન હોય તો આટલા બધા પ્રમાણમાં રાજા કદિ ગુસ્સે થાય નહિ.

રાજ્યના મોટા મોટા અધિકારીઓને જમવાનું નિમંત્રણ આપેલું હોવાથી રસોઈ કરવામાં કુશળતા પામેલા કેટલાક રસોઈયાઓ આજે

* The Koch Kings of Kamrup શીર્ષક પ્રબંધમાં લખ્યું છે.

પ્રાતઃકાળમાંથી રાત્રિભોજનની સઘળી તૈયારીઓ કરી રહ્યા હતા. ભોજન તૈયાર થયા પછી જમનારાઓને માટે આસનો ગોઠવવામાં આવ્યાં. દરેક આસન પાસે જળથી ભરેલ એકેકો રૂપાનો લોટો તથા એકેકો પ્યાલો મૂકવામાં આવ્યો.

સઘળી ગોઠવણ થઇ રહ્યા પછી રાજા, મંત્રી અને બીજા કેટલાક અમીર ઉમરાવો પોતપોતાને યોગ્ય આસને જમવા બેસી ગયા. તુરત જ ભોજન પીરસવામાં આવ્યું અને જમવાનું કાર્ય શરૂ થયું. રસોઈ બનાવવામાં પુરતી ખંત વાપરેલી હોવાથી ભોજન ઘણું સ્વાદિષ્ટ થયું હતું. જમનારાઓને આગ્રહ કરીને વારંવાર પીરસવામાં આવતું હતું. રસોઈ બનાવવામાં એવી ખુબી વાપરી હતી કે ભોજનમાં કઇ કઇ ચીજો વાપરી છે, તથા કઇ કઇ વસ્તુઓનાં શાક બનાવવામાં આવ્યાં છે, તે વિશ્વરૂપ તથા બીજા જમનારાઓમાંના કોઈના પણ જાણવામાં આવી શક્યું નહિ.

જમવાનું કાર્ય પૂરૂં થયા પછી સઘળા અમલદારો પુનઃ દિવાનખાનામાં આવીને બેઠા. એક ચાકર આવીને પાન, સોપારી, એલાયચી, તજ, લવીંગ વગેરે મુખવાસ આપી ગયો. મુખવાસ લઇને થોડી વાર પછી મંત્રી સિવાયના બીજા સઘળા અમલદારો રાજાની આજ્ઞા લઇને પોતપોતાને ઘેર ગયા. દિવાનખાનામાં ફક્ત રાજા, મંત્રી અને એક બે ચાકરો જ રહ્યા.

વિશ્વરૂપના હૃદયમાં રાજાએ પૂછેલા પ્રશ્ન સંબંધી હજી પણ કેટલાક તર્કવિતર્ક થયા કરતા હતા. અત્યારે ઠીક સમય છે એમ જાણીને કૌતુહલપરાયણ થઇને તેણે રાજાને પ્રશ્ન કર્યો:—" આપે મને પર—નારી ગમન કરનારને શી શિક્ષા કરવી એ પ્રશ્ન કેમ પૂછ્યો ? "

તે સાંભળીને રાજા બોલ્યો: "આજે એક વ્યક્તિને તે અપરાધ માટે પ્રાણદંડની શિક્ષા કરી છે."

"મંગળમય ભગવાન તેના આત્માને પરલોકમાં મંગળ વિધાન કરે. વારૂ, એ કમનસીબ વ્યક્તિ કોણ છે મહારાજ?"

"મંત્રીશ્વર શું તે જાણવાને અત્યંત ઉત્સુકતા ધરાવે છે?"

"જો તે જણાવવાને મહારાજા કમતેશ્વરને કોઇ જાતની અડચણ ન હોય, તો તે જાણવાને હું ઇચ્છા ધરાવું છું."

એ સાંભળીને રાજાએ નેત્રનો ઈસારો કર્યો કે તુરત જ એક ચાકરે બ્રાહ્મણની પાછળથી આવીને એક કાપી નાંખેલું મસ્તક તેની સન્મુખ મૂક્યું.

વૃદ્ધ સચિવ તે જોતાંજ સ્તંભિત બની ગયો. જાણે પોતે એક મહા ભયંકર સ્વપ્નનો અનુભવ કરતો હોય, તેવું તેને જણાયું. તે પૂર્ણ અણવિશ્વાસ સહિત દૃઢ સ્વરે બોલી ઉઠ્યો: "ના, તેમ કદિ હોય નહિ—"

રાજા બોલ્યો: "જો તેમ ન હોય, તો આંખો ચોળીને બરાબર તપાસ કરીને જુઓ."

તુરત જ બંને હાથવડે આંખો લુછીને—સારી રીતે તપાસ કરીને મંત્રીએ જોયું. જોતાં જ હજારો કાળા નાગના દંશથી જેમ કોઇ ચીસ પાડી ઉઠે, તેવી રીતે મંત્રીશ્વર એકદમ ચિત્કાર કરીને બોલી ઉઠ્યો:—"કલ્પરૂપ—કલ્પરૂપ—"

"હા, તે કલ્પરૂપ જ છે, તેને જ પ્રાણદંડની શિક્ષા કરવામાં આવી છે. પર—નારીગમન કરવાને તે જ ઉદ્યત થયો હતો, તે માટે તેને આ દંડ આપવામાં આવ્યો છે. વળી અત્યારે તમે શું જમ્યા,

તે જાણો છો ? તમે અત્યારે ભોજનમાં માંસ જમ્યા છો, તે માંસ પણ બીજા કોઈનું નહિ–કિન્તુ કલ્પરૂપનું જ ! તમે અત્યારે મારે ત્યાં નરમાંસ–પુત્રમાંસનું ભોજન જમ્યા છો ! ! ! ” પ્રતિહિંસાના અગ્નિથી બળી રહેલો રાજા કઠોર હૃદય કરીને એ પ્રમાણે બોલ્યો.

પ્રિય વાચક! રાજાનું એ પ્રમાણેનું નિષ્ઠુરતાભરેલું વાક્ય સાંભળીને વૃદ્ધ મંત્રીશ્વર વિશ્વરૂપના હૃદયમાં જે ભયંકર આઘાત થયો, તેનું યથાસ્થિત વર્ણન કરવાને આ લેખિનીમાં શક્તિ નથી ! આ ભયંકર બનાવ લખતાં કલમ કંપી ઉઠે છે, હૃદય થરથરી ઉઠે છે, મસ્તક ભ્રમી જાય છે અને આંખે અંધારાં આવી જાય છે ! ! !

વૃદ્ધ બ્રાહ્મણ મંત્રીશ્વર આ ભયંકર દેખાવ જોઇને અને આ અત્યંત ભયંકર વાત સાંભળીને જેમ વિજળી પડે અને સર્વત્ર શૂન્યકાર વ્યાપી જાય, તેમ જ્ઞાનશૂન્ય બની ગયો. પ્રથમ તો તે આંખો અને કાન બંધ કરીને બેસવાનો પ્રયત્ન કરવા લાગ્યો, કિન્તુ બેસી શક્યો નહિ. થરથર ધ્રૂજતો ધ્રૂજતો બેશુદ્ધ બની જઇને તત્કાળ તે જમીનપર પડી ગયો ! ભયંકર આઘાત લાગવાથી, તેના ગાલ, લલાટ અને મસ્તકમાં અનેક જખમો વાગવાથી, રાજમહાલયનો ઓરડો બ્રાહ્મણના લોહીથી રંગાઈ ગયો ! ! !



# પ્રકરણ ૮ મું.

## બ્રહ્મહત્યા.

કલ્પરૂપ પર્ણકુટિમાંથી બહાર નીકળીને જ્યારે રાજમહાલયમાં આવી પહોંચ્યો, ત્યારે રાત્રિનો પ્રથમ પ્રહર ચાલતો હતો. સર્વત્ર ઘોરતમ અંધકાર પ્રસરી રહ્યો હતો. રાજા **નીલામ્બર** કલ્પરૂપના આગમનની રાહ જોતો પોતાના દિવાનખાનાના દ્વારમાં ઉભો હતો. કલ્પરૂપે આવીને રાજાને અભિવંદન કર્યું, તેનો સ્વીકાર કરીને **નીલામ્બર** બોલ્યો: "કલ્પરૂપ, હું તમારા આવવાની રાહ જોઇને જ ઉભો હતો. તમેં વખતસર આવી પહોંચ્યા તેથી હું ઘણો ખુશ થયો છું."

"આપનો હુકમ મળ્યો કે તુરત જ હું ઘેરથી ચાલી નીકળ્યો, એટલે કદાચ આપની ધારણા મુજબ વખતસર હું આવી પહોંચ્યો હોઇશ. વારૂ, અત્યારે આપને મારી શી જરૂર પડી?"

"જુઓ કલ્પરૂપ, તમારા પિતા વિશ્વરૂપ હવે વૃદ્ધ થયા છે, તેથી રાજ્યકાર્યભારના કામમાં માહિગાર કરવાને માટે તમને પણ કોઇ કોઇ વખત રાજ્ય દરબારમાં બોલાવવાનો મેં આજથી નિશ્ચય કર્યો છે. આજે એક કાર્યમાં મારે તમારી સલાહ લેવાની જરૂર પડી છે, તેથી અત્યારે તમને બોલાવ્યા છે."

"બહુ સારૂં. આપ બુદ્ધિમંત, સુદક્ષ અને અનુભવી રાજા છો, તેથી જોકે આપના જેટલી મારી દીર્ઘદૃષ્ટિ હોઇ શકે નહિ, તોપણ જ્યારે આપે મને રાજ્યદરબારમાં બોલાવીને સલાહ આપવાનું મોટું માન આપ્યું છે, તો હું મારી બુદ્ધિના પ્રમાણમાં આપને યોગ્ય સલાહ આપવાને તૈયાર છું."

"પણ આજે જે બાબતમાં હું તમારી સલાહ લેવા માંગું છું, તે બાબત ઘણી ખાનગી હોવાથી આપણે કોઈ એક ગુપ્ત સ્થળે જવું પડશે. આવાં ગુપ્ત કાર્યોની સલાહ લેવા માટે રાજ્યદરબારમાં એક ગુપ્ત ગૃહ બાંધવામાં આવ્યું છે, તે આ કામને માટે સંપૂર્ણ રીતે યોગ્ય હોવાથી ચાલો, આપણે ત્યાં જ જઇએ." એમ કહીને કમતેશ્વર કલ્પરૂપનો હાથ પકડીને તે ગૃહ તરફ ચાલવા લાગ્યો.

એક ઓરડો, બે ઓરડા, ત્રણ ઓરડા એમ એક પછી એક કેટલાક ઓરડા વટાવીને તે તેને એક ભયંકર અંધકારવાળા ઓરડાના દ્વાર પાસે લઇ જઇને બોલ્યો: "કલ્પરૂપ, જાઓ તમે આ સામેના ઓરડામાં બેસો, હું દીવાની સગવડ કરીને હમણાં પાછો આવું છું."

કમતેશ્વરની આજ્ઞા પ્રમાણે જેવો કલ્પરૂપ તે ગૃહમાં પ્રવેશ કરવા જાય છે એટલામાં તે ગૃહના ઉંબરાની ઠેશ વાગવાથી કલ્પરૂપના પગના અંગુઠાનો નખ નીકળી ગયો. તે જેવો વાંકો વળીને વાગેલે ઠેકાણે જોવા જાય છે, એટલામાં વિજળીના ચમકારાની માફક એકી સાથે ચાર તલવારો કલ્પરૂપની ઉપર પડી!

એક તલવારના ઝટકાથી કલ્પરૂપનું મસ્તક ધડથી જુદું થઇને જમીનપર પડી ગયું, બીજા ઝટકાથી તેનો જમણો હાથ કપાઈ ગયો, ત્રીજા ઝટકાથી કમ્મર આગળનો ભાગ અને ચોથા ઝટકાથી તેના બંને પગ જુદા થઈ ગયા! એ પ્રમાણે ચાર તલવારના ઘાથી કલ્પરૂપના દેહના પાંચ કકડા થઇ ગયા!! આખું ગૃહ લોહીલોહાણ થઇ ગયું!!!

કમતેશ્વરે કલ્પરૂપને મારવા માટે ચાર મારાઓને તે ગૃહના દ્વાર આગળ સંતાડી રાખ્યા હતા. તેઓનું કામ પુરૂં થયા પછી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

રસોઇયાને કલ્પરૂપના માંસનું ભોજન બનાવીને જમવા આવ-નારા માણસોને પીરસવાનું કહીને નીલામ્બર દિવાનખાનામાં ચાલ્યો ગયો હતો. તે પછી થોડી વારમાં બેચાર ચાકરો આવીને કલ્પરૂપનું માંસ તથા લોહી એક વાસણમાં એકત્ર કરીને રસોડામાં લઈ ગયા હતા. રસોઇયાએ તે માંસનું ભોજન બનાવ્યું હતું ! ! ! ×

પ્રિય વાચક! વિશ્વરૂપ જ્યારે દિવાનખાનામાં આવ્યો હતો ત્યારે નીલામ્બર આવું ભયંકર કાળું કામ કરીને બેઠો હતો !



× The King ordered him to be killed and some of his flesh to be cooked. He then invited the father to a banquet, and after making him partake of his son's flesh, told him what he had eaten. J. A. S. B. આ છેલ્લે જણા-વેલો વિષય કેટલે અંશે સત્ય અને સંભવિત છે, તે ઇતિહાસ લખનારાઓનાં પ્રમાણો ઉપર આધાર રાખે છે.

# પ્રકરણ ૯ મું.

## પશ્ચાત્તાપ.

રાજા **નીલામ્બર** મૂર્ચ્છિત થએલા વૃદ્ધ બ્રાહ્મણની શુશ્રૂષા કરવાનો ભાર બે ચાકરો ઉપર સમર્પણ કરીને શયનભુવનમાં ચાલ્યો ગયો. અત્યારે રાત્રિના પ્રથમ પ્રહરની સમાપ્તિ થઇને બીજા પ્રહરની શરૂઆત થઈ ચૂકેલી હોવાથી નગરમાં સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી. ક્વચિત્ ક્વચિત્ કૂતરાઓના ભસવાનો અવાજ અને પહેરેગીરોના પગરવ સિવાય બીજું કશું કર્ણગોચર થતું નહોતું. શયનભુવનમાં નીરવતા પ્રસરી રહી હતી. રાજમહિષી ઉષાદેવી ઘોર નિદ્રાને અધીન થઇ હતી. પાસેની બારીનું દ્વાર ખુલ્લું હોવાથી રાત્રિનો શીતળ વાયુ શયનભુવનમાં પ્રવેશ કરીને રાણીના પરિધાન કરેલાં વસ્ત્રોને એક બાજુએ ઘસડી જઇને તેની સાથે નાચ ક્રીડા કરી રહ્યો હતો. દીવાનો પ્રકાશ તેના પુષ્પ સમાન સુંદર મુખ ઉપર પડવાથી તેની સુંદરતામાં અત્યંત વૃદ્ધિ થતી હતી. રાજા મુગ્ધ બની જઇને કેટલીક વારસુધી તે સુંદર મુખનું નિરીક્ષણ કરીને એકાએક મનમાં બોલી ઉઠયોઃ—“ અહા ! તેનું નિર્મળ—સુંદર મુખ કેવું શોભી રહ્યું છે ? તેના વદનમંડળ ઉપર કપટતા અથવા કુટિલતા લેશ માત્ર પણ જણાતી નથી. ”

તેણે ધીમે ધીમે પોતાની પ્રિયતમાની પાસે જઇને તેના મુખ ઉપર એક ગાઢ ચુંબન કર્યું.

પોતાના કોમળ વદનપર પતિના ઓષ્ટનો સ્પર્શ થવાથી તે એકાએક નિદ્રામાંથી જાગી ગઈ અને સલજ્જ ચિત્તે ઉઠીને પલંગપર બેઠી થઇ. તેના બંને ગાલ સહેજ લાલ હતા, તે દીવાના પ્રકાશમાં અપૂર્વ શોભા અર્પી રહ્યા હતા.

"આપ ક્યારે પધાર્યા ?" પતિ સામે મંદ સ્મિત કરીને અત્યંત નમ્ર સ્વરે ઉષારાણીએ પૂછ્યું.

"હજી હમણાં જ તારી પાસે આવીને ઉભો રહ્યો."

"ત્યારે અત્યારસુધી ક્યાં હતા ?"

ઉષારાણીએ આવો પ્રશ્ન પૂર્વે કદિ પણ રાજાને પૂછ્યો નહોતો તોપણ **નીલામ્બરે** ઉત્તર આપ્યો: "મંત્રણા—ગૃહમાં."

કુમતેશ્વરે પત્નીના ત્રીજા પ્રશ્નની અપેક્ષા નહિ કરતાં ઉષારાણીની પાસે સઘળી વાત ટૂંકામાં કહી સંભળાવી. તે સાંભળીને ધીમેથી--અત્યંત ધીમેથી—રૂંધાઇ ગએલા કંઠે ઉષા રાણીએ પ્રશ્ન કર્યો: "બ્રાહ્મણ—પુત્ર કુલપરૂપની હત્યા શામાટે કરી ?"

"તેના ચરિત્રમાં મને વહેમ આવ્યો તેથી મેં તેને—"

"તેને આપે આપના વહેમ સંબંધે કશું પૂછ્યું હતું ?" રાણી વચમાં બોલી ઉઠી.

"ના, કશું પૂછ્યું નહોતું."

"તે કાંઇ પણ બોલ્યો હતો ?"

"ના તેને બોલવાનો આવકાશ જ આપ્યો નહોતો."

રાણીએ બંને હાથે જોરથી પોતાનું હૃદય દાબી રાખ્યું. એક કરૂણ ઉત્તપ્ત દીર્ઘ નિઃશ્વાસ બહાર નીકળ્યો. તેની સાથે "ઓ પ્રભુ!" એ શબ્દ તેના મુખમાંથી બહાર નીકળી પડ્યો. ઉષારાણીનું હૃદય ભગ્ન થઇ ગયું !

કેટલીક ક્ષણો નિઃસ્તબ્ધતામાં પસાર કર્યા પછી ઉષારાણી બોલી: "હું કહું છું કે આપે એક ભયંકર અન્યાય કર્યો છે !"

ઉષારાણીનું એ વાકય સાંભળીને **નીલામ્બર** અત્યંત આશ્ચર્ય પામી ગયો. તે સમજી શકયો નહિ કે કમતેશ્વરી આ વાકય કેવા રહસ્યમાં બોલે છે ! તેણે પત્નીના મુખ સામે જોઇને પ્રશ્ન કર્યોઃ "કેમ ?"

"કલ્પરૂપ બિલકુલ અપરાધી નહોતો." રાણીએ જણાવ્યું.

તે સાંભળીને **નીલામ્બર** વધારે વિસ્મય પામ્યો. તેના હૃદય-સાગરમાં અનેકાનેક તરંગો ઉભરાઈ નીકળ્યા. રાણી આમ શામાટે બોલે? તેમ બોલવામાં તેનું શું રહસ્ય છે ? કલ્પરૂપ બિલકુલ અપરાધી નથી એવું જ્યારે તે કહે છે, ત્યારે શું તે પોતે જ અપરાધી હશે ? શું આ બાબતમાં રાણીએ જ કપટ કર્યું છે ? શું તે પોતે જ કુટિલ હૃદયની છે ? ના ના, તેમ તો ન હોય. તેનું પવિત્ર અને નિર્મળ મુખ જોતાં તેના હૃદયમાં કપટ કે કુટિલતા હોઈ શકે નહિ. ત્યારે આમ બોલવામાં તેનો શો હેતુ હશે ? આવા આવા અનેક વિચારતરંગોમાં રાજા ગોથાં ખાવા લાગ્યો. એ પ્રમાણે કેટલીક વાર વિચાર કર્યા પછી તે બોલ્યોઃ—

"ના મહિષિ ! તું જાણી શકે નહિ કે તે દુષ્ટ કીડો ધીમે ધીમે તારા અંતર્માં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરતો હતો. રાણી ! હું જાણી ગયો હતો કે તે તારૂં સૌન્દર્ય જોઇને મુગ્ધ બની ગયો હતો."

"એ તમારૂં કહેવું કદાચિત્ સંભવિત હોઈ શકે ખરૂં, મહારાજ ! કિન્તુ સૌન્દર્ય જોઈને માત્ર મોહ પામી જવાથી શું કોઈ પણ વ્યકિતને પ્રાણદંડનો અપરાધી ઠરાવીને તેની હત્યા કરી શકાય ? વળી વિકાર વિનાના પવિત્ર મનવડે રૂપ—સૌન્દર્યમાં મુગ્ધ થવામાં પાપ શું? તે તો સ્વાભાવિક છે ! આ જગતમાં એવો કોઈ પણ પુરૂષ નહિ હોય, કે જે સુંદરીના સૌન્દર્યમાં મોહ પામ્યા વિના રહે. અરે ! આ સંસારની તો ક્યાં વાત રહી ? સ્વર્ગના દેવો પણ સુંદરીના સૌન્દર્યમાં મોહ

પામ્યાના અનેક દૃષ્ટાંતો શાસ્ત્રમાંથી મળી આવે છે. ગૌતમ ઋષિની સ્ત્રી અહલ્યા બહુ સ્વરૂપવતી હતી, તેથી તેનું સૌન્દર્ય જોઇને ઇંદ્ર રાજા પણ મોહ પામી ગયો હતો અને છળકપટથી તેની સાથે ભોગ કરતાં તે ગૌતમ ઋષિના શાપનો અધિકારી થયો હતો. શંકરે પણ એક ભીલડીના સૌન્દર્યમાં મુગ્ધ બની જઇને તેને ગંગા અને પારવતીની સાથે ત્રીજી રાણી કરીને રાખી હતી. બ્રહ્મા પણ પોતાની પુત્રી સરસ્વતીના સૌન્દર્યમાં એક વખત મોહ પામી ગયા હતા. નારદ ઋષિ જો કે ત્યાગી હતા, તોપણ એક વખત સ્ત્રી પરણવાને તત્પર થઈ ગયા હતા. જ્યારે આવા આવા મોટા દેવો પણ સ્ત્રીના સૌન્દર્યમાં મોહ પામી ગયા હતા, ત્યારેં મનુષ્ય પ્રાણી શા હિસાબમાં ? સ્ત્રીના સૌન્દર્યમાં મોહ ન પામે એવા પુણ્યાત્મા તો આ પૃથ્વી ઉપર બહુ થોડા જ હશે. હું તો ત્યાંસુધી પણ કહું છું કે આ બ્રહ્માંડમાં કોઈ પણ જીવ એવો નથી, કે જે સતીના અપાર સૌન્દર્યમાં મુગ્ધ બની ગયા વિના રહે કે તે અપૂર્વ રૂપને જોઇને આનંદમાં ભાન ભૂલી જાય નહિ ! જ્યાં સ્ત્રીના સૌન્દર્યની આવી પ્રબળ મોહિની શક્તિ વિસ્તાર પામેલી છે, ત્યાં મનુષ્ય બિચારૂં મુગ્ધ બની જાય, તેમાં તેનો શો દોષ ? હું ભાર દઇને કહું છું કે કલ્પરૂપના મનમાં કશો વિકાર ઉદ્‍ભૂત થએલો મારા જોવામાં આવ્યો નહોતો. તે બહુ સારા ચરિત્રવાળો હતો. એક પવિત્ર ચરિત્રવાળા બ્રાહ્મણ-પુત્રને મારી નાંખવાથી આપણને કેટલું બધું પાપ લાગ્યું ? આપણે હવે તે પાપમાંથી ક્યારે છુટીશું ? મારૂં ચિત્ત અત્યારે ભમ્યા કરે છે, હું સન્મુખ ભયને જ ભાળું છું ! એક ભયંકર કાળી મૂર્ત્તિ વિકરાળ મુખ ફાડીને મારી સામે ઉભી છે. પ્રાણેશ્વર ! હવે આપણો અંત આવી રહ્યો છે ! જે રાજ્યમાં બ્રહ્મહત્યા થાય, તે રાજ્યનું ટુંક વખતમાં જ સત્યાનાશ

વળી જાય છે ! એક બ્રાહ્મણના નિરપરાધી પુત્રને આપે વગર વિચારે કાંઇ પણ તપાસ કર્યા વિના મારી નાંખ્યો, તે બહુ અઘટિત થયું છે ! મને અત્યારથી જ અપશુકનો થવા લાગ્યાં છે. મારી જમણી આંખ, જમણી ભુજા અને આખું જમણું અંગ અતિશય ફરક્યા કરે છે ! જો જો, રાજ્યને માથે થોડા જ દિવસમાં એક ભયંકર આફત આવી પડશે, એમ મને જણાય છે !"

ઉષા રાણીનું એ પ્રમાણેનું નીતિયુક્ત બોલવું સાંભળીને નીલામ્બરના હૃદયમાં ઉંડી અસર થઇ. પોતે કાંઇ પણ વિચાર કર્યા વિના એક મહા ભયંકર અનર્થ કરી નાંખ્યો છે, એમ હવે તેના હૃદયમાં ઠસાયું. તે અત્યંત પશ્ચાત્તાપ કરવા લાગ્યો, પણ હવે તે નિરર્થક હતો !



# પ્રકરણ ૧૦ મું.

## રાજ્યનો ત્યાગ.

શુદ્ધિમાં આવ્યા પછી વિશ્વરૂપે જોયું કે પોતે દીપકના પ્રકાશથી જળહળી રહેલા એક રાજમહાલયમાંના એક ગૃહને ભોંયતળીયે પડેલો છે. તે પ્રથમ તો કશું સમજી શક્યો નહિ—ઉલટું આશ્ચર્ય પામ્યો કે પોતે આ સ્થળે ક્યાંથી ? મારી પર્ણકુટિમાંથી મને અહીં કોણ લાવ્યું ? પણ ધીમે ધીમે રાત્રે બનેલી દુર્ઘટનાનું તેને સ્મરણ થઇ આવ્યું. તે તે ઓરડામાંથી ધીમે ધીમે ઉઠીને બારણા તરફ ચાલવા લાગ્યો. તે ધીમે ધીમે દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો—કિન્તુ તેમાં તે નિષ્ફળ નીવડયો. શરીર અત્યંત દુર્બળ થઇ ગએલું હોવાથી, બંધ કરેલું દ્વાર તેનાથી ઉઘડી શક્યું નહિ. આખરે ફરી ફરીને પ્રયત્ન કરવાથી દ્વાર ઉઘડયું. તે બહાર આવ્યો. બહાર આવીને તેણે જોયું કે ઉષાનો પ્રકાશ ફુટી નીકળ્યો છે—રાત્રિ પુરી થવાને હવે વધારે વાર નથી. તે જેવો એક બે ડગલાં આગળ ચાલ્યો કે તુરત જ પાછળથી કોઇનો ધ્વનિ આવ્યો : "કોણ છે એ ?"

વિશ્વરૂપે કશો પ્રત્યુત્તર આપ્યો નહિ—ઉત્તર આપવાની તેને કશી અગત્ય પણ જણાઈ નહિ. તે પુનઃ આગળ ચાલવા લાગ્યો એટલામાં કોઇ તેની આડે આવીને ઉભું રહ્યું. તેણે પોતાની આડી ઉભી રહેલી વ્યક્તિ તરફ તીવ્ર કટાક્ષ કરીને તેને પોતાની આડેથી ખસી જવાને ઇશારત કરી. તેણે કરેલી તે ઈશારત પહેરેગીરોના જોવામાં આવી નહિ, તેથી તે ત્યાંથી નહિ ખસતાં બોલ્યો : "રાજાના હુકમ સિવાય રાત્રિને વખતે રાજમહાલયમાંથી કોઇને પણ બહાર જવા દેવાનો રાજાનો હુકમ નથી."

તે સાંભળીને બ્રાહ્મણે ક્રુદ્ધ સ્વરે ઉત્તર આપ્યો : "રાજ—સચિવને તે કાયદો લાગુ પડતો નથી."

પહેરેગીરે તેને પ્રથમ ઓળખ્યો નહોતો, પરંતુ પાછળથી તેનો કંઠસ્વર સાંભળીને તે એકાએક સમજી જઇને દૂર ખસી જઇને ઉભો રહ્યો. મંત્રી પુનઃ ચાલવાની તૈયારી કરવા લાગ્યો, ત્યારે દ્વારરક્ષકે નમ્રતાપૂર્વક પ્રશ્ન કર્યો : "આપ મને કહેતા જાઓ કે જો કદાચ મહારાજાધિરાજ આપના વિષે મને કશું પૂછે, તો મારે શો જવાબ આપવો ?"

"તો કહેજે કે મંત્રી રાજ્યનો ત્યાગ કરી ગયા છે."

"શામાટે ત્યાગ કરી ગયા છે, એમ જો કદાચ પૂછશે, તો ?"

"તો કહેવું કે પુત્રના કરેલા મહાપાપનું પ્રાયશ્ચિત્ત કરવાના હેતુથી ગંગામાં સ્નાન કરવા ગયા છે અને—"

"અને શું ?"

વૃદ્ધનું ધૈર્ય નાશ પામ્યું. દાંત સાથે દાંત કચકચાવીને વિચિત્ર સ્વરથી તે બોલ્યો : "અને પુત્રને મારનારનું યથાયોગ્ય વૈર લેવાની ગોઠવણ કરવા ગયા છે."

પહેરેગીર સઘળી વાત બરાબર સમજી શક્યો નહિ. ઝાંખા અજવાળામાં તેણે જોયું કે બ્રાહ્મણ ઘણે દૂર ચાલ્યો ગયો છે.



# પ્રકરણ ૧૧ મું.

## પુત્રવધૂનું પતિ પાછળ પ્રયાણ.

અત્યારે રાત્રિનો છેલ્લો પ્રહર ચાલે છે. ઉષાનો ઝાંખો પ્રકાશ દૃષ્ટિગોચર થાય છે, કિન્તુ તેથી અંધકાર તદ્દન નાશ પામ્યો નથી. હજી પણ વૃક્ષો ઉપર, કાળાં ડાળીઓના ઝુંડમાં, ધનવાનોની અટ્ટાલિકામાં અને દરિદ્ર માણસોની પર્ણકુટિમાં નિસ્તબ્ધતા પ્રસરી રહી છે. નજીક આવતા પ્રાતઃકાળનો શીતળ વાયુ નિદ્રા લેતા મનુષ્યોને અત્યંત પ્રિય લાગે છે અને એક વાર નિદ્રાનો ભંગ થયા છતાં પુનઃ મધુરી નિદ્રાનો આસ્વાદ ચખાડે છે. સંયોગી જનો સુખમાં વિહાર કરે છે અને વિયોગી જનો પોતાને દુઃખી માનીને દીર્ઘ નિઃશ્વાસ ત્યાગ કરે છે. અફીણીઆ, આળસુ, અક્કલહીણા અને અઘોરી માણસો ઉંઘમાં ઘોરે છે. જે જે મનુષ્યો જાગે છે, તેમાં કોઇ સુખી તો કોઈ દુઃખી પણ છે, છતાં તેવાઓમાં દુઃખી જનોની સંખ્યા વિશેષ જોવામાં આવે છે. એવા સમયમાં વિશ્વરૂપ ઉતાવળે પગલે તેની પર્ણકુટિ તરફ ચાલ્યો જાય છે. વૃદ્ધના હૃદયમાં ભયંકર વ્યાકુળતા વ્યાપી રહેલી હોવાથી આજ તે રસ્તો બિલકુલ કાપી શકતો નથી. રાજમહાલયથી તેની પર્ણકુટિ જાણે સેંકડો ગાઉ દૂર હોય, એવો અનુભવ તેને થવા લાગ્યો. પિતૃવત્સલ પુત્ર પરલોકવાસી થવાથી તેના પગ ભાંગી ગયા છે! તેનામાં ચાલવાની બિલકુલ શક્તિ રહી નથી. પગ ઘસડતો ઘસડતો તે ચાલ્યો જાય છે, એવામાં તેના મનમાં વિચાર થઈ આવ્યો કે કાલે સંધ્યાસમયે રાજમહાલયમાં જતી વખતે અને પર્ણકુટિમાંથી બહાર નીકળતી વખતે જે મૂર્ત્તિ તેના જોવામાં

આવી હતી, તે ખરેખર કલ્પરૂપની મૂર્ત્તિ નહોતી, કિન્તુ તેના આત્મિક દેહની* તે મૂર્ત્તિ હોવી જોઇએ એમ હવે તેના મનમાં દઢ નિશ્ચય થયો. તેના હૃદયમાં તેની બાલિકા પુત્રવધૂની શી અવસ્થા થઇ હશે, તેનો વિચાર થઈ આવતાં, તે એકદમ ઉતાવળે પગલે આગળ ચાલવા લાગ્યો.

પર્ણકુટિની ખડકીની અંદર પ્રવેશ કરીને વિશ્વરૂપે જોયું કે એક અપ્રાપ્ત–યૌવના બાલિકા આંગણામાં ઉભી હતી. તેણે પહેરેલાં લુગડાં અસ્ત વ્યસ્ત થઇ ગયાં હતાં અને કેશ વિખરાઇ ગયા હતા, કિન્તુ તેના લલાટમાં તેજસ્વી કુમકુમનો ચંદ સ્ત્રીના સૌભાગ્યના ચિન્હ તરીકે અને સુંદર ભૂષણ તરીકે વિરાજી રહ્યો હતો. દેહ ક્ષીણ અને મ્લાન થઇ ગયો હતો, અને તેના મુખનું તેજ નાશ પામ્યું હતું! તે બાલિકા એ જ તેની પુત્રવધૂ હતી. વૃધ્ધે વિચાર કર્યો કે સ્વામીની જંખનામાં અને તેના આગમનની ઉત્કંઠામાં આખી રાત્રિ ગુજારેલી હોવાથી ઘણું કરીને બાલિકાની મૂર્તિ આવી તેજહીન બની ગઇ હશે. તે એ મૂર્ત્તિનું કેટલીક વાર સુધી નિરીક્ષણ કરીને રૂદ્ધ કંઠે બોલ્યો: "પુત્રી! મારાં પુત્રવધૂ! બાપુ, અહીં કેમ ઉભાં છો?"

"આપની રાહ જોઇને ઉભી છું." અત્યંત ક્ષીણ કંઠમાંથી ઉત્તર મળ્યો.

"આવો પુત્રી! લક્ષ્મી! ઘરમાં આવો, ભય શો છે?"

"જી ના, હવે હું ગૃહમાં પ્રવેશ નહિ કરૂં, આપ આજ્ઞા આપો એટલે હું ચાલી જઉં."

*પ્રેતદેહ અથવા છાયાદેહનું દર્શન ઘણી વાર મનુષ્યને થાય છે. કોઈ તેને ભ્રમણા કે આભાસ પણ કહે છે.



"પુત્રી! મારાં પુત્રવધૂ! બાપુ, અહીં કેમ ઉભાં છો?"

P. A. P. Works.

પૃષ્ઠ ૫૩.

વિશ્વરૂપ પુત્રવધૂના એ શબ્દો સાંભળીને અત્યંત વિસ્મય પામ્યો. તેણે વિચાર્યું કે સુલક્ષણા આમ શામાટે બોલે છે? તે આટલી બધી આજ શોકગ્રસ્ત કેમ જણાય છે? શું કલ્પરૂપના મૃત્યુની તેને ખબર પડી ગઈ હશે? પણ એ સમાચાર તેને કોણે આપ્યા હશે? હું ધારૂં છું કે કોઇએ પણ આપ્યા નહિ હોય. આ બનાવ રાત્રિએ બનેલો હોવાથી કોઇના જાણવામાં તે આવ્યો નથી. ત્યારે સુલક્ષણા આવી ગભરાએલી કેમ જણાય છે? હું ધારૂં છું કે સુલક્ષણા સતી છે, તેથી તેના પતિના મૃત્યુની ખબર અવશ્ય તેને પડેલી જ હોવી જોઇએ, નહિતો તેના દેહમાં—તેના મુખમાં આટલો બધો ફેરફાર કદિ પણ થવા પામે નહિ. તેણે હૃદયને કઠીન બનાવીને પૂછ્યું: " ક્યાં ચાલ્યા જશો પુત્રી?"

" જ્યાં આપના પુત્ર ગયા છે ત્યાં—તેમની પાસે."

વૃદ્ધ તે સાંભળીને રડી પડ્યો. તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી, શરીર થર થર કંપવા લાગ્યું અને હૃદય ધડકવા લાગ્યું. તે બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યો, કિન્તુ બોલી શક્યો નહિ. કેટલીક ક્ષણસુધી રડીને હૃદયનો ભાર ખાલી કર્યા પછી તે અતિ કષ્ટે બોલ્યો: " પુત્રી! તમારો સ્વામી હવે આ જગતમાં નથી."

" હા, તે હું જાણી ગઇ છું; તેથી જ તેમની પાસે જવાની હું આપની આજ્ઞા માંગું છું. પેલા પુસ્તકમાંથી વાંચીને આપે જ કહ્યું હતું કે પતિની સાથે મરવાથી સતીને અક્ષય ધામ એવું જે સ્વર્ગ, તે પ્રાપ્ત થાય છે! જે ક્ષણે મારા જીવનના આધારરૂપ પતિનું મૃત્યુ થયું, તે જ ક્ષણે હું તેમની સાથે જવાની હતી, કિન્તુ આપ મને ઘેર રહેવાનું કહીને ગયા હતા, તે આપની આજ્ઞાનું પાલન કરવાની ખાતર આપની રજા સિવાય હું તે ક્ષણે તેમની સાથે જઇ શકી નહિ."

વિશ્વરૂપ બાલિકાને બોધ આપવા લાગ્યો, તે સાંભળીને બાલિકા અધીર ભાવે બોલી: " હું ધારું છું કે આપ હજી મારું કહેવું સમજી શક્યા નથી. મને આપ જલ્દી આજ્ઞા આપો, તો હું ચાલી જઉં. અંધકાર અને અજવાળાને એકત્ર થઇ જવાની ક્ષણુ નજીક આવી પહોંચી છે. જો તે સમય વ્યતીત થઇ જશે, તો હું મારે જવાને સ્થળે પહોંચી શકીશ નહિ. સદાને માટે સ્વામીથી અને સ્વર્ગથી દૂર રહીને આ પૃથ્વી ઉપરના દુઃખમય સંસારમાં મારે જીવન ગાળવું પડશે. "

વિશ્વરૂપની ચમક ભાંગી. પોતે કોની સાથે વાત કરે છે, તે જોવાને તેણે દૃષ્ટિ લંબાવી, તો સન્મુખ તે બાલિકાની મૂર્ત્તિ–તે એક જ સ્થળે અટલ–અચલ–સ્થિર ઉભી છે! કિન્તુ વદનમંડલ ઉત્કંઠાપૂર્ણ જણાય છે! તે હવે બોલી શકતી નથી! જાણે કોઇ ભયંકર શિક્ષાથી ડરી જઇને તેને અનુમતિ આપવાની જરૂર પડે, તેમ તેણે પુત્રવધૂને જવાની અનુમતિ આપી. તે છાયામૂર્તિ ક્રમશઃ વધારે ને વધારે ક્ષીણુ થઇને વાયુની સાથે ધીમે ધીમે અનંત શૂન્ય ગર્ભમાં કોણુ જાણે ક્યાંય વિલીન થઇ ગઇ!

હતભાગ્ય બ્રાહ્મણુ અનિમેષ નયને તે તરફ કેટલીક ક્ષણુ સુધી જોઇ રહ્યો. તે શાસ્ત્રનો જાણુનાર–જન્માન્તરવાદી હોવા છતાં તેના હૃદયમાં હજારો શંકાઓની ગડમથલ અત્યારે થવા લાગી. તેની પુત્ર-વધૂ શું ખરેખર સ્વર્ગ મેળવવાને સમર્થ થઇ? જેનું મૃત્યુ સ્વાભાવિક રીતે થયું નથી, તે શું સ્વર્ગની અધિકારી થઇ શકે?–કેમ થઇ શકે નહિ? સ્વર્ગ એટલે શું? દેહ છુટયા પછી જે જીવાત્મા નિર્મળ સુખનો અધિકારી થાય, તે સુખનું નામ સ્વર્ગ! વિષયતૃષ્ણામાં આસક્ત બનીને જીવાત્માને જે દુઃખ ભોગવવું પડે છે, તેનું નામ

નરક ! મોક્ષ એટલે શું ? દુઃખમાંથી મુક્ત થવું એનું નામ મોક્ષ. જો તેમ હોય તો તેની પુત્રવધૂ મોક્ષને પામી ગણાય. કિન્તુ મોક્ષ થવાથી જીવ શું પરબ્રહ્મમાં લીન થઈ જતો નહિ હોય ? જો કદિ જીવાત્મા પરબ્રહ્મમાં લીન ન થઇ જાય, તો તે નક્કી દેહધારી હોવો જોઇએ, કારણકે જો તે દેહધારી ન હોય, તો તે સુખ અને આનંદનો ઉપભોગ કરવાને કેવી રીતે સમર્થ થઇ શકે ? દુઃખમાંથી મુક્ત થયા પછી તે સુખનો અધિકારી થાય છે. જો કદિ તે સુખનો ઉપભોગ ન કરે, તો પછી મોક્ષ મેળવવાનું ફળ શું ?

વિશ્વરૂપના જ્ઞાની હૃદયે તેની એ શંકાનું નિરાકરણ કર્યું;—ના. મોક્ષ પામેલા અથવા મુક્ત થએલા જીવનો લય થતો નથી, તેનું સ્થૂળ શરીર પણ વિદ્યમાન રહી શકે નહિ. મુક્ત થએલો જીવ સ્થૂળ શરીરનો ત્યાગ કરીને સંકલ્પમય સુક્ષ્મ શરીરમાં—આકાશમાં—પરમેશ્વરમાં રહીને સર્વત્ર અવ્યાહત ગતિથી સ્વતંત્ર રીતે વિચરણ કરે છે. કોઈ પણ સ્થળે તેને કશો ભય હોતો નથી—કોઇ જાતની શંકા પણ ઉદ્દ્ભૂત થતી નથી—કોઇ પણ જાતનું દુઃખ થતું નથી—કશો પ્રતિબંધ પણ હોતો નથી ! તેની મોક્ષાવસ્થામાં જીવના સત્ય સંકલ્પો વગેરે સ્વાભાવિક શુદ્ધ ગુણો તથા સામર્થ્ય વગેરે સઘળું વિદ્યમાન રહે છે—નાશ પામે છે માત્ર જડ દેહ અને ભૌતિક સંગ અથવા આસક્તિ.

બ્રાહ્મણે વિચારસાગરમાંથી બહાર નીકળીને આંખો ઉઘાડીને જોયું તો ભગવાન દિનમણિ ભાસ્કર પ્રભાત ગગનપટમાં વિરાજવાને માટે વિશ્વરાજ્યમાં આવી પહોંચ્યા હતા. દિગ્વધૂઓ નવીન શણગાર સજીને તેમના પ્રિયતમને આવકાર આપવાને વ્યાકૂળ થઇ રહી હતી ! ઉષા સતીના રક્તવર્ણું વદનની સુકોમળ હાસ્ય છટાથી ચારે દિશાઓ

પ્રફુલ્લ થઇ રહી હતી ! કિન્તુ વૃદ્ધના હૃદયમાં આજે સુખ નથી—શાન્તિ નથી—તેની સઘળી આશાઓ નાશ પામી છે. તેણે દયાજનક નયને એક વાર ગૃહ તરફ દૃષ્ટિપાત કર્યો, તો કાલે જે હતું, તેમાંનું આજે તેના જોવામાં કશું આવ્યું નહિ ! ધન્ય છે જગદીશ્વર ! ધન્ય છે તમારી લીલાને ! હું સંસારમાં રચી પચી રહેલો જીવ તમારી આ મંગળમય લીલા સમજવાને સમર્થ થઇ શક્યો નહિ.

વૃદ્ધ અતિ આવશ્યક કર્તવ્યોને યથારીતિ સમાપ્ત કરીને તેજ દિવસે કમતાપુરનો ત્યાગ કરી ગયો ! ! !



# પ્રકરણ ૧૨ મું.

## મંત્રીની શોધમાં.

આ તરફ બાકીની રાત્રિ દુશ્ચિન્તામાં ગુજારીને પ્રભાતમાં નીલામ્બર વિષણ્ણ અને મ્લાન વદને રાજસભામાં ગયો. રાજસભામાં આવેલા અધિકારીઓમાંથી કોઈ પણ કમતેશ્વરના વદનમાં આવા પ્રકારનો ફેરફાર થવાનું કારણ સમજી શકયું નહિ. રાજાના મુખ સામે સઘળા વ્યાકુળ નયને જોઈ રહ્યા.

કલ્પરૂપ તદ્દન નિરપરાધી હતો, તેને શામાટે મારી નાંખ્યો એવું ઉષા રાણી પાસેથી સાંભળેલું હોવાથી નીલામ્બરનું હૃદય પશ્ચાત્તાપથી અત્યારે ભડભડ બળતું હતું. આખી રાત્રિ તેને નિદ્રા આવી નહોતી અને એના એ જ વિચારોથી તેની ચિત્તવૃત્તિ મોટા ઉદ્વેગનો ભોગ થઈ પડી હતી. અનેકાનેક વિચારો તેના મગજમાં પેસીને ભયંકર તોફાન મચાવી રહ્યા હતા. રાજસભામાં આવીને તે બેઠો ખરો, કિન્તુ એક પણ શબ્દ તેના મ્હોંમાંથી બહાર નીકળી શક્યો નહિ. તેનું મગજ ભ્રમતું હતું, હૃદય થડકતું હતું અને વદનપર શોકની રેખાઓ છવાઈ ગઇ હતી.

તે વિચાર કરવા લાગ્યોઃ " અરેરે, આ જગતમાં મારા જેવો કોઈ પણ મૂર્ખો હશે નહિ. મેં નિર્દોષ કલ્પરૂપને મારી નાંખતાં પહેલાં કશો પણ વિચાર કર્યો નહિ. એક નિરપરાધી બ્રાહ્મણ કુમાર અને વળી તે પણ વૃદ્ધ મંત્રીશ્વરનો પુત્ર ! હાય ! હાય ! મારા જેવો પાપી આ દુનિયામાં બીજો કોણ હોય ? વગર વિચારે ક્રોધમાં અંધ બનીને મેં બ્રહ્મહત્યા કરી, અરેરે ! આ પાતકમાંથી હું હવે શી રીતે છૂટી શકીશ ? વૃદ્ધ મંત્રીશ્વરે મારાપર કેટલા કેટલા ઉપકારો કર્યા હતા ? અરેરે તે

સત્રળાનો બદલો મેં તેમને આવો જ આપ્યો ! જ્યારે હું નાનો હતો, ત્યારે રાજ્યને સારી રીતે ચલાવવામાં તે વૃદ્ધે જે શ્રમ ઉઠાવ્યો હતો, તેનું સ્મરણ થતાં મારૂં હૃદય કપાઇ જાય છે! અરેરે, તેમના શ્રમનો મેં કેવો બદલો આપ્યો ? હાય ! હાય ! મંત્રીશ્વર ! મેં તમારા નિર-પરાધી પુત્રને મારીને મારા પગ ઉપર મેં જાતે જ કુહાડો માર્યો છે ! મને આ રાજ્ય હવે શ્મશાનવત્ ભાસે છે !" આ પ્રમાણે કેટલીક ક્ષણ સુધી વિચાર તરંગોમાં ડૂબકાં ખાતો રાજા જેમ નિદ્રામાંથી જાગૃત થાય તેમ એકાએક ચમકી જઇને રાજદરબારમાં આવેલા અધિકારીઓ તરફ જોવા લાગ્યો. તુરત જ પાસે પડેલા એક આસન તરફ દૃષ્ટિ જતાં વિજળીના ચમકારાની માફક ચમકી જતાં તે બોલી ઉઠયો:—

"આજના દરબારમાં મંત્રીશ્વર કેમ જણાતા નથી ?"

એટલામાં એક પહેરેગીરે આવીને જણાવ્યું કે તે રાજધાનીનો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે.

તે સાંભળીને અત્યંત ધીમેથી રાજાએ પ્રશ્ન કર્યો: "કાંઈ પણ કહી ગયા છે ?"

"હા, કહી ગયા છે કે પુત્રે કરેલા મહા પાતકનું પ્રાયશ્ચિત્ત કરવા માટે હું ગંગાજીમાં સ્નાન કરવા જઉં છું."

**નીલામ્બર** પુનઃ ક્ષણભર વિચારમાં પડયો, પછી એક દીર્ઘ નિઃશ્વાસ ત્યાગ કરીને નિરાશાજનક સ્વરે તે બોલ્યો: "મને પણ બ્રહ્મહત્યાનું પ્રાય-શ્ચિત્ત કરવા જવાનો વિચાર છે. તું સેનાપતિને તે બાબતની ખબર આપ."

સભામાં બેઠેલા સઘળા અમલદારોમાંથી જેઓ કલ્પરૂપની હત્યા વિષે કશું જાણતા નહોતા, તેઓ રાજાનું આ વાકય સાંભળીને અત્યંત આશ્ચર્ય પામી ગયા—બીજા બધા મૌન રહ્યા.

એટલામાં સેનાપતિ રાજદરબારમાં આવી પહોંચ્યો. નીલામ્બર તેને ઉદ્દેશીને બોલ્યો: "સેનાપતિ ! બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવા માટે કેટલાક દિવસને માટે ગંગાજીમાં સ્નાન કરવા જવાનો મેં સંકલ્પ કર્યો છે. રાણી પણ સાથે જ આવશે. જેમ બને તેમ સત્વર તેને માટે તૈયારી કરાવો. પવિત્રસલિલા જાન્હવીના ગર્ભમાં સ્નાન કરીને હૃદયનું એકત્ર થએલું પાપ જ્યાંસુધી વિસર્જન કરવામાં નહિ આવે, ત્યાંસુધી રાજ્યકાર્યમાં મારૂં મન ખુંચી શકશે નહિ."

સ્થિર ચિત્તથી રાજાનું એ પ્રમાણેનું બોલવું સાંભળીને સેનાપતિએ ઉત્તર આપ્યો: "હાલમાં આપનાથી જઇ શકાશે નહિ મહારાજ !"

"કેમ ?"

"ગૌડાધિપતિ હુસેન શાહે આપણા રાજ્યની પરિસીમામાં સૈન્ય ગોઠવ્યુંછે, તેથી ભય રહે છે કે તે કદાચ આપણી સાથે યુદ્ધ જાહેર કરે."

"એ સમાચાર તમે ક્યાંથી જાણ્યા ?"

"હમણાં જ આપણા એક દૂતે આવી એ ખબર આપ્યા છે."

નીલામ્બર કેટલીક ક્ષણસુધી વિચારમાં નિમગ્ન રહ્યા પછી સેનાપતિ પ્રત્યે બોલ્યો: "એ સ્થળે સૈન્ય ગોઠવેલું હોવાથી આપણા વ્યવહારમાં શું કાંઈ પણ અડચણ નડવાનો સંભવ છે ખરો ?"

"જો કે હાલમાં તો કશી અડચણ નડતી નથી, કિન્તુ જ્યારે જરૂર પડે ત્યારે બહારથી ખોરાક અથવા સૈન્ય મેળવવું હોય, ત્યારે એક ભયંકર અડચણ નડવાનો સંભવ રહે છે."

નીલામ્બર થોડીક વાર વિચાર કર્યા પછી સેનાપતિ પ્રત્યે બોલ્યો: "રાજ્યમાં જે લશ્કર છે, તે સઘળું તૈયાર રાખો."

સેનાપતિએ રાજાની આજ્ઞા શિરે ચડાવીને કહ્યું: "આ સેવકને આપની પાસે એક વાત નિવેદન કરવાની છે."

" કઇ વાત ? બોલો. "

આવા સમયમાં રાજધાનીમાં વૃદ્ધ મંત્રીશ્વરની ગેરહાજરી ઇચ્છવાયોગ્ય નથી. "

" ત્યારે કેમ કરીશું ? "

" રસ્તામાંથી તેમને કોઇ પણ પ્રકારે સમજાવીને પાછા બોલાવી લાવવા જોઇએ. "

" તેઓ કદાચ પાછા ફરવાને સંમત નહિ થાય તો ? "

" તેમને પાછા લાવવા માટે બની શકે તેટલા પ્રયત્નો કરવા જોઇએ."

" તો તે કાર્ય બજાવવા માટે કોને મોકલીશું ? "

" જો આપ સંમતિ આપો, તો હું પોતે જ જવા ઇચ્છું છું."

નીલામ્બરે સંમતિ આપી. સેનાપતિએ રાજાની આજ્ઞા મસ્તકપર ચડાવીને પ્રસ્થાન કર્યું.

યુદ્ધના વિચારો કમતેશ્વરને કેટલાક દિવસને માટે સઘળાં કાર્યમાંથી સઘળા વિચારોમાંથી ઘણે દૂર ઘસડી ગયા.



# પ્રકરણ ૧૩ મું.

## હુસેન શાહ.

જે સઘળા સૌભાગ્યશાળી મુસલમાન પાદશાહો આ જગત્માં પ્રખ્યાત થયા છે તેમાં ગૌડનો પાદશાહ હુસેન શાહ પણ મુખ્ય છે. તે પાદશાહનું ગૌરવ બહુ દૂરસુધી વિસ્તાર પામેલું હતું. તે વખતના મુસલમાન પાદશાહો ગાદીએ બેઠા પછી રાજ્યનો વિસ્તાર વધારવા માટે અત્યંત પ્રયાસ કરતા હતા. તેઓની દિગ્વિજયની તૃષ્ણા ભારતના અનેક સ્થળોએ નિરપરાધી પ્રજાના રૂધિરનું પાન કરવા છતાં તૃપ્ત થતી નહિ. કરાળ કાળના જેવી ઇસલમની તલવારોના ભયથી સઘળા લોકો નિરંતર શંકાશીલ રહેતા હતા.

હુસેન શાહ ગૌડના મસનદનો અધિષ્ટાતા થયા પછી તેની લોલુપ દૃષ્ટિ કામરૂપ દેશ ઉપર પડી હતી. તે વખતે કરતોયાથી તે ઘણે દૂર સુધી દિક્કરવાસિની પર્યન્ત કામરૂપ દેશનો વિસ્તાર ફેલાએલો હતો. તેથી બ્રહ્મપુત્રાનો આખો પહાડી પ્રદેશ, રંગપુર અને કુચબિહારનું રાજ્ય પણ આ પ્રાચીન કામરૂપ દેશમાં ગણાતું હતું.

ગૌડેશ્વરે તે પુષ્કળ નદીઓવાળા અને લીલાછમ લીલોતરીવાળા પર્વતોથી ઘેરાએલા મનોરમ પ્રદેશને પોતાના તાબામાં લાવવાને દૃઢ સંકલ્પ કર્યો હતો તેથી ગૌડીય રાજપતાકાની નીચે ઘણું મ્હોટું સૈન્ય એકત્ર કરવામાં આવ્યું હતું. હાથી, ઘોડા અને અગ્નિથી સળગાવીને ફોડવાનાં યંત્રો પણ મોટા જથ્થામાં એકત્ર કરવામાં આવ્યાં હતાં.

આટલી તૈયારી કર્યા પછી હુસેન શાહ સૈન્ય લઇને કામરૂપ ઉપર આક્રમણ કરવાને દોડયો.

હુસેન શાહના એ આક્રમણથી કામરૂપ દેશમાં પ્રથમ મુસલમાનોની પતાકા દૃઢ રૂપે સ્થાપવામાં આવી એમ કહીએ તોપણ ચાલે. કેટલાક ઐતિહાસિક ગ્રંથકારો કહે છે કે હુસેન શાહની પૂર્વે એકાદ બે મુસલમાન પાદશાહોએ કામરૂપ ઉપર ચડાઇ કરીને તેનો વિધ્વંસ કરી નાંખ્યો હતો; કિન્તુ તે હુમલાઓ દેશમાં લૂંટફાટ કરીને પાછા ચાલ્યા જવાને માટે જ કરેલા હતા—ખરેખરૂં આધિપત્ય વિસ્તારવાને માટે કરેલા નહોતા.

કમતાપુરનું રાજ્ય કામરૂપની પશ્ચિમ દિશાએ આવેલું હતું. કમતેશ્વર પણ તે વખતે મોટો સમૃદ્ધિવાળો રાજા ગણાતો હતો. તેથી હુસેન શાહે પોતે કમતાપુરનું રાજ્ય જીતી લેવાનો નિશ્ચય કર્યો. તેના શાહજાદા દાનીયાલે તેના પિતાના હુકમથી જરૂર જેટલું સૈન્ય લઇને કામરૂપ તરફ પ્રયાણ કર્યું. સુલતાન પણ સામે ગયો.

સૈન્ય ઘણું મોટું હોવા છતાં હુસેન શાહને જણાયું કે આ ચડાઇમાં જય મળવો મુશ્કેલ છે, કારણકે જેમ જેમ સૈન્ય આગળ જતું ગયું, તેમ તેમ તેના જોવામાં આવ્યું કે કમતાપુરના રાજ્યમાં પ્રવેશ કરવાનો માર્ગ ઘણો વિકટ છે. ઉંચા પર્વતોની હાર, માર્ગ ન સૂઝે તેવું અરણ્ય અને ઓળંગી ન શકાય તેવી ટેકરીઓથી તે પ્રદેશ રક્ષિત થએલો છે. તે ઉપરાંત અત્યારે વર્ષા ઋતુનો આરંભ થઇ ચૂકેલો હોવાથી પર્વતમાંથી વહન કરતી મોટી મોટી નદીઓએ ભયંકર રૂપ ધારણ કર્યું છે. તેણે હવે વધારે આગળ કુચ કરવાનું ઉચિત નહિ માનતાં એક પર્વતની તળેટીમાં છાવણી નાંખી અને પોતે કેટ-

લાક દિવસ તે જ સ્થળે રહીને આસપાસની પ્રાકૃતિક અવસ્થાની માહિતી મેળવ્યા પછી સેનાપતિને યોગ્ય ઉપદેશ આપીને પોતે ગૌડ પાછો આવ્યો. તેના ઉપદેશ મુજબ સેનાપતિએ વર્ષા ઋતુ સમાપ્ત થતાં સુધી તે જ સ્થળે રહીને શરદ ઋતુના પ્રારંભમાં જ કમતાપુર તરફ કુચ કરવાનો નિશ્ચય કર્યો.

ગૌડમાં પાછા આવ્યા પછી હુસેન શાહે જોયું કે દાનીયાલે હજીસુધી કાંઈ પણ સમાચાર મોકલ્યા નથી. પુત્રવત્સલ પિતાના હૃદયમાં અનેક પ્રકારની ભયંકર ચિન્તાઓ ઉદ્ભૂત થવા લાગી. તેણે તેના વિશ્વાસુ રાજપ્રતિનિધિને બોલાવીને પૂછ્યું: "દાનીયાલ તરફથી શું કાંઈ પણ સમાચાર આવ્યા છે?"

"જી, ના. આજસુધી કશા સમાચાર મળ્યા નથી. અમે સઘળા એ વિષે જ વિચાર કરતા હતા અને આપના આગમનની રાહ જોઇ રહ્યા હતા."

"આટલા દિવસની અંદર કાંઇ પણ સમાચાર આવવા જોઈતા હતા. તમે આજે જ એક વિશ્વાસુ અનુચરને સંદેશો લઇને મોકલવાની ગોઠવણ કરો. જેને મોકલો તેને એટલું કહી રાખજો કે જતી વખતે મારા હાથનો પત્ર લઇ જાય."

"જેવો આપ નામવરનો હુકમ." એમ કહીને પ્રતિનિધિ સુલતાનને અભિવંદન કરીને ચાલ્યો ગયો. કિન્તુ તુરત જ બીજી ક્ષણે તે પાછો આવીને બોલ્યો:—

"જનાબ! રાજધાનીમાં કોઈ નવીન માણસ આવે, ત્યારે આપને જણાવવાનો રિવાજ છે; તે મુજબ હું આપને જણાવવાને આવ્યો હતો, છતાં જણાવવાનું ભૂલી ગયો હતો. આજે એક હિન્દુ સંન્યાસી ગૌડમાં આવ્યા છે. સેવકની કસુર માફ કરજો."

"આજે મારૂં ચિત્ત સ્થિર નથી અને કાલે પ્રભાતમાં જ કાંઇ અગત્યના કામ માટે હું કેટલાક દિવસને માટે મુસાફરીએ જવાનો છું. તેથી તે સંન્યાસીને મળવાનો અત્યારે મને વખત નથી. તેને હું પાછો ફરૂં ત્યાંસુધી નજર કેદ રાખવો પડશે. હું સઘળા સંન્યાસીઓને યુદ્ધના સમયમાં સંદેહની નજરથી જોઉં છું."

એમ કહીને હુસેન શાહ વિશ્રાન્તિ લેવાની અભિલાષાથી બીજા ઓરડામાં ગયો અને રાજપ્રતિનિધિ પાદશાહના હુકમનું પ્રતિપાલન કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયો.



# પ્રકરણ ૧૪ મું.

## પાપનું પ્રાયશ્ચિત્ત.

પ્રિય વાચક ! હવે આપણે ઉષારાણી તરફ વળીએ. ઉષારાણી જોકે કલ્પરૂપના સૌન્દર્યમાં મુગ્ધ બની ગઇ હતી અને જ્યારે કલ્પરૂપ રાજકથાનક વાંચતો હતો, ત્યારે તેનું મન ચંચળ થઈ ઉઠવાથી તે તેના તરફ પાપદષ્ટિએ જોઇ રહી હતી, તોપણ એકંદર રીતે તે સારી ચાલની અને પતિભક્તિપરાયણ સ્ત્રી હતી. કલ્પરૂપને મારી નાંખ્યાની વાત જ્યારે તેણે નીલામ્બર પાસેથી સાંભળી હતી ત્યારે તેની દીલગીરીનો પાર રહ્યો નહોતો. ત્યારથી તેનું હૃદય ભડભડ બળ્યા કરતું હતું અને મુખ ઉપર શોકની છાપ પડી રહી હતી. રાજાએ અવિચારથી એક ભયંકર કાર્ય કરી નાંખ્યું છે, એ વિચાર તેના ચિત્તમાં નિરંતર ઘોળાયા કરતો હતો. જ્યારે જ્યારે તે એકલી પડતી, ત્યારે તેના ચિત્તમાં એનો એજ વિચાર ઉદ્ભૂત થતો હતો. આજે તે તેના બેઠકખાનામાં જમીને એકલી બેઠી હતી, તે વખતે પણ તેના ચિત્તમાં એ જ વિચાર તરવરી આવ્યો:

" અરેરે ! કલ્પરૂપ તદ્દન નિર્દોષ હતો. તેણે રાજમહાલયમાં આવીને ઉંચી દૃષ્ટિ સરખી પણ કરી નહોતી. જો કાંઈ પણ દોષ હોય, તો તે મારામાં જ હતો. જોકે મેં પાપ કર્યું નથી, કિન્તુ પાપ કરવાની બુદ્ધિથી મેં તેના તરફ પાપી દૃષ્ટિ તો કરી હતી. એક પાપી દૃષ્ટિથી કેટલું બધું ભયંકર પરિણામ આવ્યું ? જ્યારે પાપમાર્ગે લઇ જનારી એક દૃષ્ટિ કરવાથી આટલું બધું ભયંકર પરિણામ આવ્યું,

ત્યારે જો પાપ જ કર્યું હોય, તો તેનું પરિણામ એથી પણ વધારે ખરાબ આવે, એમાં હવે કશો શક નથી. અરેરે! પણ ત્યારે તો એ બ્રહ્મહત્યાનું પાપ શું મને જ લાગ્યું ગણાય ને? જ્યારે મેં તેના તરફ કુદૃષ્ટિ કરી ત્યારે જ રાજાને તેના પર વહેમ આવ્યો ને! અને તેથી જ તેમણે આ મહાન્ અનર્થ કર્યો ને! ખરેખર કલ્પરૂપની હત્યા કરવામાં હું જ કારણીભૂત થઇ ગણાઉં અને તેથી તે હત્યાનું પાપ મારે શિરે જ લાગેલું ગણાય. અરેરે! પણ હવે એ બ્રહ્મહત્યાના પાતકનું મારે શી રીતે નિવારણ કરવું? મનુષ્યો કહે છે કે ગંગાજીમાં સ્નાન કરવાથી સઘળાં પાપ ધોવાઈ જાય છે, શું તે ખરૂં હશે? જો તે ખરૂં હોય, તો મારે પણ અવશ્ય ગંગાજીમાં સ્નાન કરવા જવું જોઇએ. જ્યાંસુધી એ પાપનું નિવારણ થશે નહિ, ત્યાંસુધી મને શાન્તિ મળવાની નથી—ત્યાંસુધી એ વાત મારા હૃદયમાંથી ખસવાની નથી."

એ પ્રમાણે ઉષારાણી વિચારમાં ઉદાસ થઇને બેઠી હતી એટલામાં નીલામ્બર તે ગૃહમાં આવી પહોંચ્યો. તેને જોઇને રાણી ઉભી થઇ જઇને નમ્રતાપૂર્વક બોલીઃ "પધારો રાજાજી!"

"હા." એમ કહીને નીલામ્બર ત્યાં એક ગાદી પડી હતી તે ઉપર બેઠો. ઉષા પણ તેની નજીકમાં જ એક આસનપર જઇને બેઠી. ક્ષણભર બંને જણાંએ મૌન રહીને અરસપરસ એક બીજાના મુખ સામે જોયાં કર્યું. પછી નીલામ્બર બોલ્યો: "પ્રિયે! આજે તારૂં મુખ શોકગ્રસ્ત કેમ જણાય છે?"

"પ્રાણનાથ! જે દિવસે તમે નિર્દોષ કલ્પરૂપને મારી નાંખ્યો છે, તે દિવસથી હું શોકમાં ડૂબેલી જ રહું છું. તે શોકને અળગો કરવાને હું ઘણો પ્રયાસ કરૂં છું, કિન્તુ તેમાં મને સફળતા મળતી નથી.

મારૂં મન આખો દિવસ ઉદ્વિગ્ન રહે છે. હું ધારૂં છું કે જ્યાંસુધી આપણે તે બ્રહ્મહત્યાના પાતકનું નિવારણ નહિ કરીએ, ત્યાંસુધી આપણને શાન્તિ મળનાર નથી, માટે જેમ બને તેમ તે પાતકનું સત્વર નિવારણ થાય, એવો કોઇ ઉપાય કરવો જોઇએ, વ્હાલા !"

"પ્રાણેશ્વરી ! મને પણ તે માટે ઘણો પશ્ચાત્તાપ થાય છે. મારી સ્થિતિ પણ તારા જેવી જ બની છે. આખો દિવસ મગજ ભ્રમ્યા કરે છે, હૃદય બળ્યા કરે છે, શરીર કંપ્યા કરે છે અને અપશુકનો થયા કરે છે. કોઇ પણ કાર્યમાં ચિત્ત ચોંટતું નથી અને શાન્તિ મળતી નથી. હું ધારૂં છું કે કલ્પરૂપની હત્યા કર્યાથી જ આ બધું દુઃખ મને થતું હશે; પણ વ્હાલી ! તે પાતકનું નિવારણ શું કરવાથી થતું હશે, તે તારા જાણવામાં છે ?"

"મનુષ્યો કહે છે કે ગંગાજીમાં સ્નાન કરવાથી સઘળાં પાપ ધોવાઈ જાય છે, માટે આપણે પણ ગંગાજી જઇને તેમાં સ્નાન કરી પવિત્ર થવું જોઇએ."

"તો પછી આપણે પણ ગંગાજીએ જઇશું; કિન્તુ વ્હાલી ! હાલમાં એક વિપત્તિ આપણે માથે આવી પડી છે, તે તું જાણે છે ?"

"કઈ વિપત્તિ ? પ્રાણનાથ !"

"ગૌડના પાદશાહ હુસેન શાહનું એક મોટું સૈન્ય આપણા રાજ્યના પ્રાંત ભાગમાં છાવણી નાંખીને પડ્યું છે અને કમતાપુર ઉપર આક્રમણ કરવા તે લાગ શોધી રહ્યું છે ! હવે આવા બારીક સમયમાં આપણાથી રાજ્યનો ત્યાગ કરીને ગંગાજીએ શી રીતે જઇ જઇ શકાય ? વ્હાલી !"

"નાથ! આ તમે શું કહો છો? હુસેન શાહનું લશ્કર આપણા રાજ્યની હદસુધી એટલી વારમાં આવી પણ પહોંચ્યું? નક્કી બ્રહ્મહત્યાનું પાતક સત્યાનાશ વાળી નાંખશે! મને તે દિવસે જે અપશુકનો થયાં હતાં, તે હવે સાચાં ઠર્યાં. જ્યાંસુધી આપણામાં પાપે પ્રવેશ કર્યો નહોતો, ત્યાંસુધી આપણને સ્વર્ગીય સુખનો અનુભવ થતો હતો. કિન્તુ જ્યારથી આપે પાપ કર્યું ત્યારથી એ સુખ પલાયન કરી ગયું છે! અહા! ધન્ય પ્રભુ! ધન્ય છે તારા ન્યાયને! અમારા કરેલા પાપના બદલામાં હુસેન શાહનું લશ્કર અમારૂં સત્યાનાશ વાળી નાંખશે! અમારા પાપના બદલા તરીકે એ જ પ્રાયશ્ચિત્ત ઉચિત છે. અમે એ જ પ્રાયશ્ચિત્તને પાત્ર છીએ! ધન્ય છે પ્રભુ! ધન્ય છે તને!"



# પ્રકરણ ૧૫ મું.

## સંન્યાસી.

કમતાપુરનો ત્યાગ કરી ગયા પછી વિશ્વરૂપે સંન્યાસીનો વેશ ધારણ કર્યો. તેના હૃદયમાં પુત્રને મારી નાંખનાર પ્રત્યે વૈર લેવાનો અત્યંત પ્રબળ સંકલ્પ હતો. પ્રિય વાચક! વિશ્વરૂપ એક તપસ્વીના જેવું સાદું જીવન ગાળનારો, ભલો, ડાહ્યો, નીતિમાન અને ઘણો બુદ્ધિશાળી હતો. તે પરોપકાર વાસ્તે પોતાનું જીવન પણ અર્પણ કરવાને કદિ પાછી પાની કરતો નહિ. તેનામાં દયા ઘણી હતી. કોઇ પોતાનું બૂરૂં કરે તોપણ તેનું તે ભલું જ કરતો. છતાં તે અત્યારે તેના પુત્રનું વૈર લેવાને લાગ શોધતો ફરતો હતો, તે વાંચી તને નવાઇ લાગશે, પરંતુ તેમાં તેનો દોષ નહોતો. પુત્રવત્સલતા આગળ તે આવું કાર્ય કરવાને તૈયાર થાય એ સંભવિત છે. તેના એકના એક પ્રાણાધિક વહાલા યુવાન પુત્રને નીલામ્બરે નિર્દયતાથી મરાવી નંખાવ્યો અને તેના જ માંસનું ભોજન બનાવીને તેને જમાડ્યો! અહા! શું ઓછો જુલમ કર્યો છે? આવા જુલમનું વૈર લેવાની કોને ઇચ્છા ન થાય? અને તે માટે તે જેટલું કરે, તેટલું ઓછું જ છે, એમ પણ કહી શકાય.

વિશ્વરૂપે વિચાર કર્યો કે એક વાર કોઇ પણ પ્રકારથી પોતાના પુત્રનું વૈર લઇને નીલામ્બરને યોગ્ય દંડ આપવો અને પછી પતિત પાવની—અધમ ઉદ્ધારિણી જાન્હવીના સલિલમાં એકી સાથે સઘળાં પાપ ધોઇને ભગવદ્ ધ્યાનમાં સદાને માટે એક ચિત્તથી લાગી જવું.

આવા વિચારથી વિશ્વરૂપ સંન્યાસીનો વેશ ધારણ કરીને અટન કરતો હતો.

એક દિવસ સૂર્યાસ્ત થયા પછી સંન્યાસી એક વૃક્ષની નીચે આશ્રય લઇને રહ્યો. એ વૃક્ષની નીચે બે રસ્તાઓનો સંગમ થતો હતો; તેમાંનો એક તે વખતના મુસલમાન પાદશાહની રાજધાની ગૌડ તરફ જતો હતો અને બીજો પુનિતસલિલા જાન્હવી–ગંગાને કિનારે જઇને ઉભો રહેતો હતો. મોક્ષની અભિલાષા ધરાવનારા વટેમાર્ગુઓ આ રસ્તે થઇને ગંગાજીએ જતા હતા. તે વૃક્ષ નીચે એક ઝુંપડી બનાવેલી હતી, તે ઘણા દિવસ પહેલાં વટેમાર્ગુઓને વિશ્રાન્તિ લેવાના ઉપયોગ માટે બનાવવામાં આવી હતી. કાળચક્રના ઘસારાથી અને જોઇતી મરામતના અભાવથી તે અત્યારે અત્યંત જીર્ણ થઇ ગએલી જણાતી હતી. વિશ્વરૂપે એ કુટીની બહાર નાના પ્રકારના ઉપાયો કરીને એક અગ્નિકુંડ સળગાવીને આખી રાત્રિ જાગરિત અવસ્થામાં ગાળવાનો નિશ્ચય કર્યો.

અત્યારે મધ્યરાત્રિ થવા આવી છે. ઘોરતમ અંધકાર સર્વત્ર પ્રસરી રહ્યો છે. પક્ષીઓ પણ પોતપોતાના માળામાં ભરાઇ બેસીને નિદ્રાનો આસ્વાદ લે છે. જ્યાં જોઇએ ત્યાં સર્વત્ર શાન્તિ–શાન્તિ અને નિસ્તબ્ધતા જ દષ્ટિગોચર થાય છે. વચ્ચે કોઇ કોઈ વખત રાત્રિના શીતળ વાયુના સ્પર્શથી ઝાડનાં સૂકાં પાંદડાંનો મર્મર ધ્વનિ થાય છે અને તેથી તે વૃદ્ધ બ્રાહ્મણ કોઇ કોઈ વખત ચમકી જાય છે. એવા સમયમાં દૂરથી આવતા ઘોડાના ડાબલાનો અવાજ તે વૃદ્ધના સાંભળવામાં આવ્યો. તે નેત્રને સ્થિર રાખીને દૂરથી આવતા અવાજ પ્રત્યે જોઇ રહ્યો. અવાજ ધીમે ધીમે નજીક આવવા લાગ્યો. કેટલીક ક્ષણ પછી

બળતા તાપણાના પ્રકાશમાં વિશ્વરૂપે જોયું કે એ ઘોડેસ્વારો તે વૃક્ષ નીચે આવીને ઘોડાપરથી નીચે ઉતરી પડ્યા. તેણે જાણ્યું કે તેઓ પણ પોતાની માફક વિશ્રાન્તિ લેવા માટે ઉતર્યા છે. આગંતુક બંને વ્યક્તિઓએ બંને ઘોડાઓને એક ઝાડના થડ સાથે બાંધીને સંન્યાસીની પાસે આવીને તેને પ્રણામ કર્યા. તેઓનો પોષાક જોઇને સંન્યાસીના જાણવામાં આવી ગયું કે તેઓ કમતાપુરના વતની છે. તેણે યથાયોગ્ય આશીર્વાદ આપીને કુતૂહલવશ બનીને ધીમા સ્વરથી પ્રશ્ન પૂછ્યો :

"ભાઇઓ, તમે ક્યાં જાઓ છો ?"

"ગંગાને તીરે." જવાબ મળ્યો.

"કેમ ?

"એક વૃદ્ધ બ્રાહ્મણની શોધ કરવા."

"તે વૃદ્ધ બ્રાહ્મણ કોણ છે ?"

"કમતાપુરના રાજમંત્રી"

સંન્યાસી એ કથા સાંભળીને અત્યંત વિસ્મય પામી ગયો. તેણે પોતાના વિસ્મયનું દમન કરીને પુનઃ પ્રશ્ન કર્યો : "મંત્રીશ્વર જાન્હવીને તીરે કેમ ગયા છે ?"

"સાંભળ્યું છે કે સ્નાન કરીને પવિત્ર થવા માટે અને ત્યાં જ રહીને દેહનું સાર્થક્ય કરવા માટે તે ગયા છે."

"તો પછી તેમને પાછા બોલાવવા શામાટે જાઓ છો ?"

"અત્યારે કમતાપુરમાં તેમની હાજરીની જરૂર છે."

"કેમ ?"

આગંતુક બંને ઘોડેસ્વારો પ્રથમ તો નિરૂત્તર રહ્યા, એટલે સંન્યાસીએ પુનઃ પ્રશ્ન કર્યો: "કમતાપુરમાં એકાએક શું કાંઇ નવી ઘટના બનવા પામી છે?"

આ વખતે આગંતુક બંને વ્યક્તિઓમાંથી એકે ઉત્તર આપ્યો: "ના, તોપણ જાણવામાં આવ્યું છે કે સુલતાન હુસેન શાહે કમતાપુર રાજ્યની સીમાએ સૈન્ય ગોઠવ્યું છે, તેથી એવી શંકા રહે છે કે કદાચ તે કમતાપુર ઉપર આક્રમણ કરે."

સંન્યાસી ઉપરની વાત સાંભળીને મૌન રહ્યો. તે તેના મનમાં વિચાર કરવા લાગ્યો કે આ વિગ્રહસૂચના મારો સંકલ્પ સિદ્ધ કરવા માટે ઠીક ઉપયોગમાં આવશે.

સંન્યાસીને બહુ વારસુધી નિરૂત્તર રહેલો જોઇને આગંતુક બંને વ્યક્તિઓએ કુટીની અંદર પ્રવેશ કર્યો. કિન્તુ રાત્રિ પૂરી થતાં પહેલાં તેઓના મનમાં કાંઈક વિચાર થઇ આવતાં તેઓ પુનઃ સંન્યાસીનું મુખ જોવા માટે કુટીની બહાર નીકળ્યા. બહાર આવીને તેમણે જોયું તો તે સ્થળે સંન્યાસી નથી. બંને જણાએ જરા પણ વિલંબ કર્યા વિના તેમના ઘોડાઓને ઝપાટાબંધ ગંગાજી તરફ દોડાવી મૂકયા. તેઓ બિચારા જાણી શકયા નહિ કે સંન્યાસીની ઉલટી દિશાએ જ આપણે દોડ્યા જઇએ છીએ! સંન્યાસીએ તો ગૌડ તરફ પ્રયાણ કર્યું હતું.

ગૌડ પહોંચ્યા પછી સંન્યાસીએ પ્રથમ સુલતાનને મળવાનો વિચાર કર્યો; કિન્તુ કાંઇ અગત્યના કાર્ય માટે હુસેન શાહ તે વખતે રાજધાનીમાંથી બહાર ગએલો હોવાથી તેને મળી શકાયું નહિ, પરંતુ તે સુલતાનના અનુચરોનો નજરકેદી થઇને ગૌડમાં રહેવા લાગ્યો.



# પ્રકરણ ૧૬ મું.

## વિનાશકારક જળતરંગ.

કાળની ગતિ વિશ્રાન્તિ લીધા વિના વહન કર્યે જાય છે. સમય કોઇનું ઇષ્ટ કે અનિષ્ટ જોતા નથી. ૭ ઋતુને ભેદીને કાળની અબાધ ક્રિયા આ જગતમાં નિરંતર નિર્વિઘ્નપણે ચાલ્યા કરે છે. મનુષ્યની શક્તિ નથી કે તે એ નિત્ય પરિવર્ત્તનશીલ અપ્રતિહત ગતિને રોકી શકે! જો તેનામાં તે શક્તિ હોત તો ઘણું કરીને આ જગત્‌માંનું સઘળું દુઃખ—સર્વ પ્રકારનું કષ્ટ ક્યારનુંએ નાશ પામ્યું હોત અને તેમ થવાથી આશાભર્યા લોકોને કાળ જે ઝડપથી અને નિર્દયતાથી એકદમ ઝડપી લે છે, તેમ કદિ થવા પામત નહિ! જો મનુષ્યની શક્તિ એટલી બધી પ્રબળ હોત, તો આમતેમ રખડતાં રઝળતાં અનેક મનુષ્યોનાં મુડદાંવાળું શ્મશાન સુરમ્ય પુષ્પોદ્યાનમાં ફેરવાઇ ગયું હોત! કિન્તુ કાળનો પ્રભાવ બલિષ્ઠ છે! એ પ્રભાવનો વિનાશ કરવાની શક્તિ ક્ષુદ્ર મનુષ્યમાં ક્યાંથી હોય!?

એ કાળચક્રનું પરિવર્ત્તન જોતાં જોતાં એક વર્ષ વીતી ગયું. હુસેન શાહના હુકમ અને ઉપદેશ મુજબ તેના મુખ્ય સેનાપતિએ શિયાળાની ઠંડી ઋતુના પ્રારંભમાં જ નીલામ્બરની સામે યુદ્ધ કરવાનું જાહેર કર્યું. નીલામ્બર પણ તે માટે તૈયાર જ હતો. તે તેનું કેળવાએલું લશ્કર લઇને જાતે યુદ્ધપરિચાલના કરવા લાગ્યો. ઉભય પક્ષનાં સૈન્યો લગભગ સરખાં જ હતાં. મુસલમાન સેનાપતિએ અનેક પ્રયત્નો કર્યા, તોપણ તેનું સૈન્ય પહાડી પ્રદેશનો વિકટ રસ્તો કાપીને બિલકુલ

આગળ વધી શકયું નહિ; તેમ કમતેશ્વર પણ તેનાથી બનતા પ્રયત્નો કર્યા છતાં રાજ્ય ઉપર આક્રમણ કરનાર મુસલમાન સૈન્યનો પરાભવ કરવાને સમર્થ થયો નહિ.

આમ કરતાં કરતાં આઠ માસ વીતી ગયા. પુનઃ વર્ષાઋતુ આવી પહોંચી. આકાશમંડળ વાદળાંથી ઘેરાઇ ગયું. ગગનમાં ચંદ્રિકાનો ઉત્સવ હવે બંધ થઇ ગયો છે. તારકારૂપી બાળકો હવે તે ઉત્સવ જોવાને નિસર્ગરૂપી દ્વારમાં ઉભા રહેતા નથી! રાત્રિ વીતી ગયા પછી સ્વભાવ-સુંદરી પોતાના સ્વરૂપનો ખજાનો ખુલ્લો મૂકીને વિશ્વવાસીઓને પોતાના સૌન્દર્યમાં મુગ્ધ કરવાનો પ્રયત્ન કરી રહી છે. સર્વત્ર જાણે જુદો જ ભાવ પ્રકાશી રહ્યો હોય, તેમ સઘળાં મનુષ્યો વર્ષા—ધારાનું નિરીક્ષણ કરતાં પોતપોતાના ગૃહમાં સંકોચાઇને બેસી રહ્યાં છે. કાળાં વાદળાંના ઘેરાવથી દિવસ છે કે રાત્રિ છે, તેનું ભાન મનુષ્યોને ભાગ્યે જ રહે છે. વચ્ચે વચ્ચે વિજળીના ચમકારા થવાથી જાણે સ્વભાવ-સુંદરી હાસ્ય કરીને તેનાં ચંચળ નેત્રોવડે કટાક્ષ કરતી હોયની, એવો દેખાવ નજરે પડે છે.

વર્ષાઋતુના સમાગમથી ભયંકર પહાડી પ્રદેશોએ વધારે ભયંકરતા ધારણ કરી છે. પર્વતોમાંથી નીકળતી નાની નાની નદીઓ એકાએક નવીન શક્તિથી બળવતી થઇને ઉચ્છૃંખલતાપૂર્વક ઉલ્લાસમાં આવી જઇને એકદમ વેગપૂર્વક દોડી જાય છે! તેના ક્ષુદ્ર હૃદયમાં આજે આવેગની પરિસીમા જ નથી.

આવા પ્રકારના પરિવર્ત્તનથી હુસેન શાહના સૈન્યમાં નિરાશા ઉપજી; કિન્તુ નીલામ્બર ઘણો રાજી થયો. તેના મનમાં આજ-સુધી બહુ ભય રહેતો હતો, તે ભય આ પ્રાકૃતિક દુરવસ્થા

તેનો સંકલ્પ સિદ્ધ કરવાને અનુકૂળ થઇ પડવાથી નાશ પામ્યો અને તેના હૃદયમાં આશાનો સંચાર થયો. તેણે યુદ્ધક્ષેત્રમાંથી પોતાના સૈન્યને પાછા ફરવાનો હુકમ કર્યો.

એકાએક કમતાપુરના સૈન્યને સમરાંગણનો ત્યાગ કરીને ચાલ્યું જતું જોઇને રણકુશળ મુસલમાન સેનાપતિ કિંચિત્ માત્ર પણ આશ્ચર્ય પામ્યો નહિ. તેણે વિચાર્યું કે વર્ષાઋતુના પ્રારંભમાં આ પ્રદેશમાં થઇને શત્રુ ઉપર આક્રમણ કરી શકાશે નહિ, એમ ધારીને તે બીજી કોઇ દિશાએથી આક્રમણ કરવાનો પ્રયત્ન કરતું હશે અને તેથી જ તે સૈન્ય રણક્ષેત્રમાંથી પાછું ફર્યું હશે. એ સિદ્ધાંત લક્ષમાં રાખીને તે ચારે દિશામાં તેનું સૈન્ય ગોઠવીને કમતાપુરના સૈન્યના નવીન આક્રમણની રાહ જોવા લાગ્યો.

એ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા પછી એક દિવસે શાન્ત રાત્રિને સમયે વિશ્રાન્તિ લેવાની તૈયારી કરતી ગૌડીય સેના કોઈ એક પ્રકારની અસ્વાભાવિક ભયંકર ગર્જનાનો અવાજ સાંભળીને એકાએક ચમકી ગઇ અને ભયપૂર્ણ અંતઃકરણે ચારે દિશામાં નિરીક્ષણ કરવા લાગી. કેટલીક ક્ષણ સુધી તો તેના જોવામાં કશું આવી શકયું નહિ; કિન્તુ થોડી વારમાં જ તેનો તે ભય ખરો પડ્યો. એક પ્રબળ પ્રાણીના વેગની પેઠે આખા પહાડી પ્રદેશને ધોઇ નાંખતો—ખોદી નાંખતો, વૃક્ષો, તરૂલતાઓ અને પત્થરાઓને ધસડતો, તેના ઝપાટામાં જે વસ્તુ આવે તેનો નાશ કરતો, ઘુઘવાટા કરતો, એક મહા ભૈરવના જેવી ગર્જના કરતો પાણીનો પ્રવાહ આવી પહોંચ્યો. ગૌડીય સૈનિકો આ ભયંકર વિપત્તિ આવી પડેલી જોઇને એકદમ ગભરાઈ ગયા. એક ક્ષણને માટે કિંકર્તવ્યવિમૂઢ બની જઇને—બ્હાવરા સરખા બની જઇને તે પ્રબળ

જળપ્રવાહ તરફ દૃષ્ટિ કરીને ઉભા રહ્યા. ત્યારપછી સેનાપતિના હુકમથી આત્મરક્ષા કરવા માટે જેઓને જેમ અનુકૂળ પડે તેમ તેઓ પલાયન કરી ગયા; બાકીનાં માણુસો, હાથી, ઘોડા અને રાવટીઓ તે પ્રબળ જળતરંગમાં ઘાસની માફક કોઈ એક અજ્ઞાત પ્રદેશમાં બહુ દૂર એક નિમિષની અંદર ઘસડાઈ ગયાં—તણાઈ ગયાં !*



*પાઠકગણ જાણી શકશે કે એવી રીતે પ્રબળ જળપ્રવાહથી શત્રુના સૈન્યનો નાશ કરવાની પદ્ધતિ તે વખતે આસામના રાજ્યમાં પ્રચલિત હતી.

# પ્રકરણ ૧૭ મું.

## સુલતાન અને સંન્યાસી.

એ કલ્પનામાં પણ ન આવી શકે એવી દૈવદુર્વિપાકની વાત સુલતાન હુસેન શાહના કાનસુધી આવી પહોંચવાને જરા પણ વિલંબ થયો નહિ. તે આવા ભયંકર દુઃસમાચાર સાંભળીને અત્યંત ખેદ પામ્યો. હવે શી રીતે કમતાપુરનું રાજ્ય જીતી શકાશે એ વિચાર તેના મનમાં ઘોળાવા લાગ્યો. તે વિચાર કરતાં કરતાં એકાએક નિરાશ થઇ ગયો અને મનમાં બોલવા લાગ્યો : " ઓ ખુદા ! આમ એકાએક તેં મારા સૈન્યનો નાશ શામાટે કરી નાંખ્યો ? તું મારાપર રહેમ લાવ અને કમતાપુરનું રાજ્ય જીતી શકવા જેટલું મને બળ આપ. કમતાપુર જીતવાનો હવે એક ઉપાય મને સૂઝતો નથી. તે જે ઉપાયથી જીતી શકાય, તેવો જો કોઇ પણ ઉપાય તારા જાણવામાં હોય, તો તું મને સત્વર બતલાવ. હું તારો ઉપકાર કદિ પણ ભૂલીશ નહિ, ખુદા ! "

સુલતાન એ પ્રમાણે નિરાશ થઇને ખુદાને સંબોધીને તેની બંદગી કરતો હતો એવામાં નગરપાલે આવીને નમ્રતાપૂર્વક જણાવ્યું કે કેટલાક દિવસ પહેલાં એક સંન્યાસીને નજરકેદી તરીકે રાખ્યો છે, તે આપ નામવરને મળવાની અભિલાષા ધરાવે છે.

નિરાશાને કાંઠે બેઠેલા સુલતાને જ્યારે એક સંન્યાસી પોતાને મળવાની અભિલાષા ધરાવે છે એવા સમાચાર સાંભળ્યા, ત્યારે તેના હૃદયમાં કિંચિત્ આશાનો સંચાર થયો.

મનુષ્ય સર્વદા અપરિણામદર્શી હોવા છતાં કોઇ કોઇ વખત તેના ભાવી જીવનના કર્તવ્યાકર્તવ્યના નિર્દ્ધારનો એકેએક ઉપાય વિધિની કૃપાથી વિચિત્ર ભાવે આંખોની સામે આવીને ઉભો રહે છે. એક ક્ષણુની દુર્બળતા અથવા અવિચક્ષણુતાને લીધે તે સુયોગને જવા દીધાથી પુનઃ ફરીથી તેવો સુયોગ સહજમાં મળી શકતો નથી અને હાથમાંથી ગએલા સુયોગથી આખી જીંદગી પશ્ચાત્તાપમાં જ ગુજારવી પડે છે. નગરપાલે આપેલા સમાચારથી સુલતાનના મનમાં દૃઢ ધારણા ઉત્પન્ન થઈ કે કદાચ તે સંન્યાસી જ તેના અત્યારના મંદભાગ્યાકાશમાં શુભ ગ્રહ તરીકે વિરાજતો હશે, તો કોને ખબર છે? તે ગ્રહને સંતુષ્ટ કરવાથી તેનો ઉદ્દેશ કેટલાક પ્રમાણુમાં કદાચ સિદ્ધ પણુ થઇ શકે ખરો. તેથી આ સુયોગ જવા દેવો ઉચિત નથી. તેણે સંન્યાસીને ખુશીથી મળવા આવવાની સંમતિ આપી.

તુરત જ સંન્યાસી આવીને ઉભો રહ્યો. હુસેન શાહે એક ક્ષણુની અંદર સંન્યાસીનું પગથી તે માથાસુધી નિરીક્ષણુ કરી લીધું. તુરત જ તે મનમાં વિચાર કરવા લાગ્યો કે માણુસ અત્યંત ધીર અને ગંભીર છે. તેણે સંન્યાસી પ્રત્યે પ્રશ્ન કર્યો : " આપને સુલતાનની સાથે મળવાનું પ્રયોજન શું છે ? "

" જો કદિ તે સંમત થાય તો તેમને સહાય કરવી." સંન્યાસીએ અત્યંત ધીમેથી ઉત્તર આપ્યો.

" કઈ બાબતમાં સહાય કરવી ? "

" કમતાપુરના રાજ્યમાં મુસલમાન પતાકા ઉડ્ડયન કરવામાં. "

" આપ તો એક સંસારત્યાગી સંન્યાસી છો, આપને એ કાર્યમાં પ્રવૃત્ત થવાની કોણે સલાહ આપી છે ? "

" કમતાપુરના રાજ–સચિવે. "

" તદ્દન જુદી વાત. તે આવા વિગ્રહના સમયે આવું વિશ્વાસઘાતકનું કામ કદિ પણ કરે નહિ. "

" પરંતુ એમાં તેનો સ્વાર્થ રહેલો છે. "

" કેટલાક પ્રમાણમાં ? "

" વધારે પ્રમાણમાં. "

" તે શું કાંઈ પણ સુલતાનની પાસેથી ઇનામની આશા રાખે છે ? "

" ના. "

" ત્યારે ? "

" વૈર લેવાની ઇચ્છાથી તેણે આ કાર્ય માથે લીધું છે. "

" કોનાપર વૈર લેવું છે ?

" કમતેશ્વરપર. "

" શામાટે ? "

" નીલામ્બરે તેને સંસારના સઘળાં સુખોથી દૂર કરી મૂક્યો છે; તે તેના પુત્રનું ખૂન કરનારો છે અને તેની બાલિકા પુત્રવધૂના મૃત્યુનું કારણ છે. "

સંન્યાસીએ અત્યંત કષ્ટથી પોતાના આત્માનું દમન કર્યું. હુસેન શાહે જોયું કે વૃદ્ધનું વદનમંડલ લાલચોળ થઈ ગયું છે અને જાણે કે તેના હૃદયપટમાં પ્રતિહિંસાનો ભયંકર અગ્નિ ભડભડ બળ્યા કરતો હોયની ! તેમ તેની આંખો લાલચોળ થઇ ગઇ છે.

ગૌડેશ્વરે તે દેખાવ જોઇને અત્યંત વિસ્મય પામીને પ્રશ્ન કર્યો : " કમતાપુરના રાજસચિવ સુલતાનને કેવા પ્રકારની સહાય આપી શકશે ? "

સંન્યાસીએ ધીમા સ્વરથી ઉત્તર આપ્યો : "તે વાત તેમની પાસેથી ગુપ્ત રીતે જાણી શકાશે."

"વારૂ, તે હાલમાં ક્યાં છે ?"

"ગૌડમાં."

"તદ્દન જુડી વાત. જો તે આપની વાત સત્ય હોત, તો કમતાપુરના રાજ્યસચિવ અહીં આવેલ છે કે નહિ, તે હું જાણતો હોત. રાજ્યમાં જે કોઇ પણ નવીન મનુષ્ય આવે, તેની ખબર સુલતાનને તુરત જ પહોંચાડવાનો આ રાજ્યનો રીવાજ છે."

"જુઠી વાત નથી, સુલતાન !"

સંન્યાસીનાં દૃઢતાયુક્ત વચનથી વિસ્મત થએલા સુલતાને પુનઃ પ્રશ્ન કર્યો : "કમતાપુરના રાજ–સચિવ ગૌડમાં કયે સ્થળે નિવાસ કરીને રહેલા છે ?"

"રાજમહાલયમાં–સુલતાનની સમક્ષ—"

હુસેન શાહ એ સાંભળીને જેટલો વિસ્મય પામ્યો, તેટલો બીજા કશાથી તે વિસ્મય પામ્યો નહિ. તેના હૃદયની ચિન્તાનો ભાર ઘણા પ્રમાણમાં ઓછો થઇ ગયો. તે વિચાર કરવા લાગ્યો : "ખચિત વિજયલક્ષ્મી મારા પર પ્રસન્ન થઇ છે; જો તેમ ન હોય તો ઘેર બેઠાં અણધારી મદદ કદિ પણ પ્રાપ્ત થઇ શકે નહિ."

સુલતાન જરા પણ વિલંબ કર્યા વિના સંન્યાસીની સાથે મંત્રણાગૃહમાં ગયો.



## પ્રકરણ ૧૮ મું.

### ગૌડેશ્વરનો પત્ર.

મંત્રણાભવનમાં પ્રવેશ કરીને સંન્યાસીએ સુલતાનના એક મહોરવાળા કાગળમાં શાહી અને કલમવડે કાંઇક લખીને તે કાગળ હુસેન શાહના હાથમાં આપ્યો. હુસેન શાહે તે તરફ કેટલીક ક્ષણસુધી નિરીક્ષણ કરીને સંન્યાસીને તે વાંચી સંભળાવવાનો અનુરોધ કર્યો.

સુલતાનના હુકમથી સંન્યાસી પત્ર વાંચવા લાગ્યોઃ—

“ ..............................................................

............વિસ્તૃત જનપદના અધિપતિ પ્રતાપશાલી મહારાજાધિરાજ કમતેશ્વરની યુદ્ધનીતિ અને રણ–કૌશલ્યની વાત સાંભળીને ગૌડાધિપતિ હુસેન શાહ અત્યંત આશ્ચર્ય અને વિસ્મય પામ્યા છે. .........હાલમાં કોઇ એક અપરિહાર્ય કાર્યમાં રોકાઇ રહેવાથી તેમને કમતાપુરનું રાજ્ય જીતી લેવાની અભિલાષાનો ત્યાગ કરવાની જરૂર પડી છે અને તે કારણથી કમતાપુર રાજ્યની સીમાએ છાવણી નાંખી પડેલી ગૌડીય સેનાને સત્વર ગૌડમાં પાછી ફેરવવામાં આવશે.......

...........પણ તે છાવણી ઉઠાવ્યા પહેલાં મહામાન્ય ગૌડેશ્વરીએ જગવિખ્યાત સૌન્દર્યશાલિની કમતારાણીની સાથે મુલાકાત લેવાની અભિલાષા જાહેર કરી છે.

“ ...........આ સંબંધે કમતેશ્વરનો અભિપ્રાય જાણવા માટે આ ગૌડીય દૂતને પત્ર લઇને મોકલ્યો છે. આપનો અભિપ્રાય

જાણવામાં આવ્યા પછી ગૌડેશ્વરીને ત્યાં આવીને કમતારાણીની મુલાકાત લેવાનો દિવસ નક્કી કરીને યોગ્ય સમયે આપને જણાવવામાં આવશે.

"...........અગત્ય જાણીને સાથે સાથે એ પણ ઉલ્લેખ કરવામાં આવે છે કે બેગમ સાહેબા તેમની સાથે જરૂર જોગી પાલખીઓ લઇને કેવળ થોડા વિશ્વાસુ અનુચરો સાથે જ નગરની અંદર પ્રવેશ કરશે.

"...........આશા રાખવામાં આવે છે કે કમતા રાજ્યમાં બેગમ સાહેબા યોગ્ય રાજસન્માન અને માનમર્યાદા મેળવ્યા વિના રહેશે નહિ."

શાન્ત ચિત્તે પત્રનો મર્મ સાંભળીને તેની અંદરનો ગૂઢ ઉદ્દેશ સમજી જવામાં કુટનીતિજ્ઞ અને સુચતુર મુસલમાન પાદશાહને વધારે ચખત લાગ્યો નહિ.

તેણે માત્ર એક પ્રશ્ન કર્યો: "આ શું આપણે રણનીતિથી વિરૂદ્ધ પગલું ભર્યું કહેવાય નહિ?"

સંન્યાસીએ ઉત્તર આપ્યો: "ના, જનાબ! નિસ્તબ્ધ શાન્ત રાત્રિએ વિશ્રાન્તિ લેતા શત્રુના સૈન્યનો પ્રબળ જળપ્રવાહથી વિનાશ કરવામાં જો રણનીતિથી વિરૂદ્ધ પગલું ભર્યું ગણાય નહિ, તો આ બાબતમાં આ પ્રકારનો ઉપાય લેવામાં કશો વાંધો નથી."

આ સાંભળીને સુલતાન નીરવતાથી કેટલીક ક્ષણ સુધી વિચાર-

માં પડી ગયો. ત્યારપછી સંન્યાસીના ઉપદેશાનુસાર તે પત્રની એક નકલ કરાવી, ને દૂતની સાથે કમનાપુર રાજ્યમાં મોકલી આપી.*



*"............Husain Shah gave out that he was going to abandon the sieze and return to his own country. But that before doing so, his wife wished to pay a visit to Nilambar's Rani........."

—( *Blochmann, J. A. S. B, 1872. p. p. 79 & 336* ).

# પ્રકરણ ૧૯ મું.

## વિચિત્ર સ્વપ્ન.

વર્ષાઋતુ સમાપ્ત થઇને શરદ ઋતુનું સામ્રાજ્ય સર્વત્ર વિસ્તરી રહ્યું છે. લીલાંછમ વૃક્ષો અને વેલાઓ નવીન તેજ ધારણ કરીને કુદરતના સૌન્દર્યમાં ઓર વધારો કરી રહ્યાં છે.

રાજા **નીલામ્બર** યુદ્ધક્ષેત્રમાંથી રાજધાનીમાં પાછો આવ્યો કિન્તુ તેના હુકમ અને ઉપદેશ મુજબ અર્ધ કરતાં વધારે કમતા સૈન્ય રાજ્યના પ્રાંત ભાગમાં અતિશય સાવધાનપણે રહેવા લાગ્યું.

વર્ષાઋતુ સમાપ્ત થઇ હતી તોપણ વચ્ચે વચ્ચે કોઈ કોઈ વખત આકાશ વાદળાંથી ઘેરાઇ જતું હતું અને વિજળીના ચમકારાની સાથે સાથે મોટી મોટી ગર્જનાઓ પણ થતી હતી. વળી જો પવનની અનુકૂળતા હોય, તો મૂશળધાર વર્ષાદ વરસવાથી પૃથ્વી ઉપર બધે પાણી પાણી થઇ રહેતું હતું.

આવા સમયમાં એક દિવસ સાંજે કમતાપુરનું રાજ દંપતી એક ચિત્તથી કાંઇક વિચાર કરતુ બેઠું હતું. આકાશમાંની મેઘની ગર્જના-ની સાથે સાથે **નીલામ્બર**ના હૃદયમાં એક વિષાદજનક વાત જાગ્રત થઇ ઉઠી. એક ભૂતકાળની શોચનાએ તેના અંતઃકરણમાં અત્યંત દુઃખ ઉત્પન્ન કર્યું. તેણે રૂદ્ધ કંઠે પ્રશ્ન કર્યો: "ઉષારાણી!—સાંભરે છે—?"

વિચારમાં લીન થઇ ગએલી ઉષારાણીએ ઉત્કંઠિત હૃદયે ઉત્તર આપ્યો: "શું રાજાજી?"

"કલ્પરૂપની વાત."

"આજે એ પ્રશ્ન ઉત્થાપન કેમ કર્યો નાથ ?"

"પ્રશ્ન કેમ કરે છે રાણી ? આજે આ પ્રાકૃતિક દુર્યોગ જોઇને એ વાતનું મને સ્મરણ થઇ આવ્યું. જે દિવસે કલ્પરૂપને મેં મારી નંખાવ્યો, તે દિવસે પણ આવો જ વરસાદ અને આવો જ પ્રાકૃતિક દુર્યોગ હતો. કલ્પરૂપને મારી નંખાવ્યા પછી મારા હૃદયમાં સુખ અને શાન્તિનો અનુભવ કદિ પણ થયો નથી. આટલા દિવસ સુધી યુદ્ધકાર્યમાં રોકાઇ રહેવાથી અન્તરનું તે સઘળું દુઃખ દૂર થયું હતું, કિન્તુ જ્યારે મહેલમાં આવીને જરા વિશ્રાન્તિ લેવાનો વિચાર કરૂં છું, ત્યારે કલ્પરૂપની વાતનું સ્મરણ થઇ આવે છે. તે વખતે જાણે કોઇ ભયાનક મૂર્તિ મારી આંખો સામે ઉભી રહીને વિકટ હાસ્ય કરતી હોયની એવો ભાસ થાય છે. હું ભયથી કંપી ઉઠું છું—કોઇ પણ દિશાએ જોઇ શકતો નથી અને બૂમો પાડવાનો પ્રયત્ન કરૂં છું, એટલામાં જાણે કોઇ શાન્ત મૂર્તિ બ્રાહ્મણ કુમાર મારી પાસે આવીને આશ્વાસન આપતો હોયની ! એવો ભ્રમ મને થાય છે—"

એ સાંભળીને ઉષારાણી એક દીર્ઘ નિઃશ્વાસ ત્યાગ કરીને બોલીઃ "હે નાથ ! કલ્પરૂપને મારી નાંખવામાં તમે ભયંકર ભૂલ કરી છે. કિન્તુ તેનું એક પ્રાયશ્ચિત્ત છે ?—"

"તે કયું પ્રાયશ્ચિત્ત રાણી ?" રાજા એકદમ બોલી ઉઠયો.

રાજાના તે પ્રશ્નનો ઉષા રાણીએ કશો પ્રત્યુત્તર આપ્યો નહિ. તે પોતાના ખોળામાં પતિનું મસ્તક રાખીને બેઠી હતી અને વિખ-રાઇને પતિના ગાલપર પડેલા તેના કેશનાં જુમખાં ધીમે ધીમે વ્યવ-

સ્થિત કરતી કરતી પતિના કપોલ પ્રદેશ ઉપર હાથ ફેરવતી હતી. તે બોલીઃ "સ્વામિન્ !"

ઉષારાણી કશો ઉત્તર મેળવી શકી નહિ. તે સમજી ગઇ કે રાજા કાંઇક વિચાર કરે છે. ઉભય કેટલીક ક્ષણ સુધી મૌન રહ્યાં. ત્યારપછી ઉષારાણી પુનઃ સ્વામી પ્રત્યે બોલીઃ "પ્રિયતમ !"

નીલામ્બરે આ વખતે તેના મુખ સામે જોયું. તે જોઇને ઉષારાણીએ અત્યંત ધીમા સ્વરથી પ્રશ્ન કર્યો:—"ચાલતા યુદ્ધનો શું અંત આવી ગયો છે ?"

"હા, હાલમાં તો યુદ્ધ બંધ છે, કિન્તુ એકાએક સાહસ કરીને આપણા સૈન્યને યુદ્ધક્ષેત્રમાંથી હું પાછું બોલાવી શકતો નથી. ગૌડેશ્વર પાસેથી કોઇ દૂતના આગમનની હું નિત્ય રાહ જોયા કરૂં છું."

"કેમ ? શામાટે ?"

"હુસેન શાહે જે પ્રકારે યુદ્ધ બંધ કર્યું છે, તે ઉપરથી એમ સહજ અનુમાન થાય છે કે હાલ તુર્તમાં તે રણક્ષેત્રમાં ઉતરી શકશે નહિ. કેટલાક દિવસને માટે આ યુદ્ધ બંધ રાખવું પડશે. તેની પાસેથી જો કોઈ પણ પ્રકારના સમાચાર આવે, તો ગંગાજીએ જવાનો આપણે પુનઃ વિચાર કરીએ."

રાણીએ હવે કશો પ્રશ્ન કર્યો નહિ. નીલામ્બર પણ મૌન રહ્યો. કેટલીક ક્ષણો એ પ્રમાણે વ્યતીત થયા પછી ધીમે ધીમે રાજાની બંને આંખો મીંચાઇ જવા લાગી. કમતેશ્વરી અનિમેષ નયને સ્વામીના મુખ સામે જોઇ રહી. થોડી વાર પછી નિદ્રાદેવીએ તેને પણ કબજામાં લીધી. તે પણ નિદ્રાને અધીન થઇને સ્વામીના વિશાળ વક્ષમાં ઢળી પડી.

* * * * *

તે દિવસે રાત્રિના અંતિમ ભાગમાં રાજાએ એક સ્વપ્ન જોયું:— જાણે કે પૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાથી પ્રકાશી રહ્યો છે. જળથી ભરેલા સમુદ્રમાં ચંદ્રનાં કિરણો નૃત્ય કરી રહ્યાં છે. સુધાકર ચંદ્રના સૌન્દર્યથી આહ્લાદિત થઇને સાગરનાં જળ તેને આલિંગન કરવાને ઉપર ચડવા પ્રયત્ન કરે છે. થોડીએક ક્ષણોમાં ઘુઘવાટા કરતા જળતરંગોએ લાંબા હાથ કરીને ચંદ્રને આલિંગન કરવા માટે મોટું તોફાન મચાવી મૂક્યું છે. કેટલોક સમય એ પ્રમાણે વ્યતીત થયા પછી સાગર શાન્ત થઇ ગયો. પોતે રાણી સાથે ભાવરૂપી નાવડામાં બેસીને આશારૂપી સમુદ્રમાં સહેલ કરવા નીકળી પડ્યો છે. સહેલ કરતાં કરતાં નાવડું કોઇ એક કલ્પનારૂપી પ્રદેશમાં ઘસડાતું ચાલ્યું જાય છે. ઉષા રાણીએ સુખપ્રાપ્તિનું દોરડું ખેંચી રાખ્યું છે. સમુદ્રનાં સ્થિર જળ પૂર્ણિમાના ચંદ્રનું પ્રતિબિંબ હૃદય ઉપર ધારણ કરીને તેની સાથે ક્રીડા કરે છે. રાણી આત્મવિહ્વલા બની જઇને તેનું નિરીક્ષણ કરે છે, કિન્તુ **નીલામ્બર**નું લક્ષ બીજી બાજુએ છે; તે તીક્ષ્ણ નેત્રે જુએ છે કે સામેથી અથવા પાછળથી કોઇ મોટું જળતરંગ પોતાના પર ધસી આવે છે કે નહિ. એ પ્રમાણે દૂર જતાં જતાં **નીલામ્બરે** જોયું કે ઉષા રાણીના હાથમાંનું દોરડું શિથિલ થઇ ગયું; તે મુગ્ધ બની ગએલી રમણી સમુદ્રના વક્ષ ઉપર પ્રતિબિંબિત ચંદ્રની મૂર્તિને પકડવાને આગળ ચાલી. **નીલામ્બર** આ દૃશ્ય જોઇને જેવો તેને પકડવા જાય છે, એટલામાં નાવડું ડામાડોળ થઇ જવાથી અન્યમનસ્કા રાણી સમુદ્રના અનંત જળમાં પડી ગઈ. કેટલીક ક્ષણ સુધી **નીલામ્બર** કિંકર્તવ્યવિમૂઢ બની જઈને ઉભો ઉભો તે જોઇ રહ્યો. એકાએક આકાશમાં કાળાં વાદળાં ઘેરાઇ આવ્યાં. કરાળ કાળના જેવો ગાઢ અંધકાર ચોતરફ ફેલાઇ ગયો. **નીલામ્બર** જરા પણ સમયનો

વ્યય નહિ કરતાં ઉન્માદની માફક રાણીને બચાવવાને માટે અનન્ત જળથી ભરેલા સાગરના વક્ષમાં કૂદી પડ્યો. અકસ્માત્ એક મહા ભયંકર વાવાઝોડું આવવાથી તે કોણ જાણે ક્યાંએ અંધકારમય પ્રદેશમાં ઘસડાઇ ગયો. તે ભયથી વિહ્‌વલ બનીને ચીત્કાર કરી ઉઠયો: " રાણી ! રાણી ! "

સ્વપ્નમાં પોતે કરેલા ચીત્કારનો અવાજ સાંભળીને **નીલામ્બરે** જાગી જઇને જોયું કે ઉષારાણી પોતાના વક્ષપ્રદેશમાં મસ્તક રાખીને નિદ્રા લે છે. તેણે હર્ષમાં આવી જઇને તેના દેહને મજબૂત રીતે દાબીને પકડી રાખ્યો. સ્વામીના દબાણથી રાણીની નિદ્રાનો ભંગ થયો.

**નીલામ્બર** સ્વપ્નવૃત્તાંતનું મનમાં સ્મરણ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો, કિન્તુ બહુજ થોડી હકીકત સિવાય તેને કશું સ્મરણમાં આવ્યું નહિ. તેણે આંખો ચોળીને બરાબર જોયું તો રાત્રિ વીતી ગઇ છે અને પ્રભાત થયું છે. બંને જણાં શય્યાનો ત્યાગ કરીને શયનગૃહની બહાર આવ્યાં.



# પ્રકરણ ૨૦ મું.

## કમતાપુરમાં ગૌડીય દૂત.

" કશો પત્તો લાગ્યો ?"

" જી, ના."

" કેટલેક દૂર સુધી તમે જઇ આવ્યા ?"

" ગંગાના કિનારા સુધી."

પ્રશ્ન કરનાર કમતાપુરનો રાજા **નીલામ્બર** છે અને ઉત્તર આપનાર કોઈ દૂરના દેશમાંથી હમણાં જ આવીને ઉભા રહેલા બે ઘોડેસ્વારો છે. **નીલામ્બર** પુનઃ બોલ્યો: " ગંગાને કિનારેથી પાછા ફરતાં આટલા બધા દિવસનો વિલંબ કેમ થયો ?"

" રસ્તામાં જતી વખતે એક વ્યક્તિને જોઇને અમને સંદેહ ઉત્પન્ન થયો હતો, તેથી પાછા ફરતી વખતે તેની શોધ કરવા રોકાયા હતા."

" તે વ્યક્તિ કોણ હતી ?"

" એક સંન્યાસી."

" સંન્યાસીના ઉપર કેમ સંદેહ ઉત્પન્ન થયો હતો ?"

" તે કદાચ રાજ–સચિવ હોય અને સંન્યાસીનો વેશ ધારણ કર્યો હોય, એવો અમને પાછળથી સંદેહ આવ્યો હતો."

એ સાંભળીને રાજાએ ઉત્સુક હૃદયે પ્રશ્ન કર્યો: " વારૂ, પછી ?"

રાજ–સચિવની શોધ કરવા માટે મોકલેલા બંને ઘોડેસ્વારોએ રસ્તામાં સંન્યાસી સાથે તેઓને જે વાતચીત થઇ હતી. તે સઘળી સવિસ્તર તેમણે રાજાને કહી સંભળાવી. છેવટે તેમણે જણાવ્યું: " અમે અમારાથી બની શકે તેટલો પ્રયત્ન કર્યો છે, કિન્તુ તેમાં અમે સફળ થઇ શક્યા નથી. "

અપ્રસન્ન ચિત્તે રાજાએ કાર્યમાં નિષ્ફળ નીવડેલા બંને ઘોડે-સ્વારોને વિશ્રાન્તિ લેવા જવાને અનુમતિ આપી. સ્વારો પણ તેને યથોચિત અભિવંદન કરીને પોતપોતાને ઘેર ગયા.

રાજ–સચિવ વિશ્વરૂપનો કશો પત્તો નહિ લાગ્યાના સમાચાર સાંભળીને રાજા ઘણો ખેદ પામ્યો; તે વિચારમાં ને વિચારમાં બેઠો બેઠો દીર્ઘ નિ:શ્વાસ ત્યાગ કરે છે, એટલામાં એક પહેરેગીરે આવીને મુજરો કરતાં કહ્યું: " કૃપાનિધાન ! કોઇ એક દૂત આપને મળવાની ઇચ્છાથી દરવાજે ઉભો છે, જો આજ્ઞા હોય, તો તેને અંદર આવવા દઉં. "

" હા, ખુશીથી તેને આવવા દો. " રાજાએ સંમતિ આપી.

દૂતે સભામાં આવીને એક બંધ કરેલ લખોટો રાજાના હાથમાં મૂકયો. નીલામ્બર તે ફોડીને અંદરનો પત્ર વાંચવા લાગ્યો. પત્ર વાંચીને તે વિચારમાં પડી ગયો.

રાજાને અત્યંત વિચારમાં પડી ગએલો જોઇને સેનાપતિએ પ્રશ્ન કર્યો: " મહારાજ ! શો વિચાર કરો છો ? ગૌડેશ્વર હુસેન શાહે શું આ પત્ર લખીને સંધિ કરવાની માંગણી કરી છે ? "

" ના, જો સંધિ કરવાની માંગણી કરી હોત, તો મને આટલો બધો વિચાર કરવાનું કશું પ્રયોજન નહોતું. " નીલામ્બરે ઉત્તર આપ્યો.

"ત્યારે પત્રમાં બીજું શું લખ્યું છે મહારાજ?"

નીલામ્બરે વ્યગ્ર ચિત્તે તે પત્ર સેનાપતિના હાથમાં મૂક્યો.

સેનાપતિ તે પત્ર વાંચીને કાંઇ પણ નહિ બોલતાં મૌન બેસી રહ્યો. એ પ્રમાણે થોડો વખત નીરવતાથી બેસી રહ્યા પછી તે બોલ્યોઃ "મહારાજ! શું કાંઇ પણ પ્રત્યુત્તર આપવાનું નક્કી કર્યું છે?"

"ના—"

રાજાના સ્વરમાં જાણે ઉદાસ ભાવનું મિશ્રણ થએલું હોય, તેમ જણાયું. તેના હૃદયમાં અત્યારે હજારો ચિન્તારૂપી તરંગો ઉભરાઇ નીકળ્યા હતા. તે પોતાનું શિથિલ હૃદય બીજાઓને નહિ જાણવા દેવાના ઉદ્દેશથી પુનઃ બોલ્યોઃ "ના, અત્યારે કશો પ્રત્યુત્તર આપી શકાશે નહિ. રાણીનો અભિપ્રાય જાણ્યા પછી તેનો ઉત્તર આપી શકાશે. ગૌડીય દૂત આજનો દિવસ અહીં રોકાઇ જશે. તેનું કોઇ પ્રકારનું અપમાન ન થાય તેની તમે ખાસ કાળજી રાખજો, વળી તેને રહેવાની તથા ખાવા પીવાની સગવડ તમે જાતેજ કરી આપજો."

કમતેશ્વર તે પત્ર લઇને અંતઃપુરમાં ગયો.

રાજસેનાપતિ રાજાની આજ્ઞા મુજબ આગંતુક દૂતને ઉતરવાની તથા તેને ખાવા પીવાની સગવડ કરી આપવાના કાર્યમાં પ્રવૃત્ત થયો.



# પ્રકરણ ૨૧ મું.

## પત્રનો પ્રત્યુત્તર.

સમય સાંજનો છે. સૂર્ય અસ્તાચળ તરફ ઉતાવળે ગમન કરી રહ્યો છે. અત્યારે રાજમહેલની અગાશી ઉપર બેસીને એક રમણી સાંજની શોભાનું નિરીક્ષણ કરી રહી છે. અસ્ત પામવાની તૈયારી કરતા સૂર્યનાં છેવટનાં કિરણો ધીમે ધીમે અદૃસ્ય થતાં જાય છે. પ્રશ્ચિમ દિશાનું આકાશ લાલચોળ થઇ ગયું છે. એક બે વાદળીઓ આકાશને માર્ગે થઇને કોણ જાણે કયાંય આંખેથી જોઇ શકાય નહિ એવા દૂરના પ્રદેશમાં ઘસડાઇ જાય છે. પૃથ્વી ઉપરનાં મનુષ્યો પણ શું દેહાવસાન પછી તે જ પ્રદેશમાં ચાલ્યા જતા હશે? તે પ્રદેશ કેટલો બધો મધુર હશે! જેઓ જાય છે, તેઓ તે સ્થળની મધુરતાના સમાચાર આપવાને એક વાર પણ પાછા આવતા નથી! તે સ્થળ મૃત્યુલોકના નિવાસી આગળ શું ચિરકાલ સુધી ઢંકાએલુંજ રહેશે? રમણી આવા પ્રકારના વિચારો કરતી હતી એવામાં તેના જોવામાં આવ્યું કે કૌમુદીરૂપી સફેદ સાડીથી ધરણી પોતાનું અંગ આચ્છાદિત કરીને, જેમ કોઇ યુવતી પોતાના પતિની પાસે ઘણા હર્ષથી જતી હોય, તેમ ધીમે ધીમે પગલાં ભરીને સંધ્યા સુંદરીના વિશ્રરૂપી દ્વાર દેશમાં આવી પહોંચી. તેના લલાટમાં ચંદ્રરૂપી કુમ્ કુમનો ચાંદલો અત્યંત શોભી રહ્યો છે. વસ્ત્રોમાં તારાઓરૂપી સોનેરી બુટ્ટાઓ ઝગક ઝગક ચગકાટ માર્યા કરે છે. તેની મધુર હાસ્યછટાથી આખું જગત્ જળહળી ઉઠયું છે. જાણે કે ધરણી પોતાના વક્ષ ઉપરથી અંધકારરૂપી પડદાને દૂર ખસેડીને તે મુગ્ધા રમ-

ણીના નયન સમક્ષ કોઇ એક અતિશય સુશોભિત દશ્ય ખુલ્લું કરશે, એવો દેખાવ થઇ રહ્યો છે. અતૃપ્ત નયને રમણી આકાશ તરફ એક દષ્ટિથી જોઇ રહી છે. તરંગવિક્ષોભથી શૂન્ય-સ્થિર સાગરની માફક વિશાળ નીલ આકાશ દેદીપ્ય ચંદ્રની કળાને હૃદયમાં ધારણ કરીને અપૂર્વ માધુર્યનો વિકાસ કરી રહ્યો છે. ચંદ્રને ઘેરી લઇને લજ્જાળુ ચિત્તવાળી નક્ષત્ર બાલાઓ મુગ્ધ બની ગએલી નવવધૂની માફક લાજનો ઘુમટો સ્હેજ ઉંચો કરીને તેમાંથી ચંદ્રના રૂપ-જ્યોતિનું નિરીક્ષણ કરી રહી છે. હૃદય ભરીને તે બાલિકાઓને પોતાના પતિના સૌન્દર્યનું નિરીક્ષણ કરવાની ઇચ્છા છે, કિન્તુ શરમથી તેનું મન શંકિત થાય છે! શરમ છોડી દેવાનો તેઓ પ્રયત્ન કરે છે, તોપણ છોડી શક્તી નથી! જાણે કે તેઓની અતૃપ્ત વાસના ચિરકાલને માટે અપૂર્ણજ રહી જશે, એવો તેમને ભય રહેવાથી તેઓ અત્યંત વ્યાકુલ બની ગએલી જણાય છે.

જ્યોત્સ્નામાં તે રમણીએ બીજી બાજુએ નજર કરી, તો દૂર વિશાળ પર્વતોની હાર અને તેપર વિરાજમાન થએલાં અનેક શિખરો તેની દષ્ટિએ પડયાં. એ શિખરો ઉપર સુશોભિત લીલાછંમ ઘાસ, વૃક્ષ અને વેલાઓ ઉગી નીકળવાથી અને તેપર ચંદ્રનો પ્રકાશ પડવાથી તે શિખરો આકાશમાં ચડેલાં ધુસરવર્ણા વાદળાંઓનાં જેવાં શોભી રહ્યાં છે. કોઇ કોઈ વખત સંધ્યાકાળે શીતલ વાયુ વહેવાથી તે શિખરો જ્યારે જરા આન્દોલિત થાય છે, ત્યારે નીલવર્ણા જળથી ભરેલા સાગરના હૃદયમાં ઉછળતા તરંગોનાં જેવાં દેખાય છે! પર્વતના પાદમૂળમાં નિર્મળ ચંદ્રના કિરણના જેવી ઉજ્જવલ કલ્લોલિની-નદી દૂરથી એક શ્વેત રેખાના જેવી દેખાતી-કલકલ નિનાદ કરતી વહન કરી રહી છે. રમણીનું હૃદય નવભાવથી પરિપૂર્ણ થઈ

ઉઠયું. તે આત્મજ્ઞાનરહિત બની ગઈ હોય, તેમ વિશ્વપ્રકૃતિના તે નવભાવમય સૌન્દર્યમાં ગરક થઇ ગઇ.

*    *    *    *    *

કેટલીક ક્ષણો એવી સ્થિતિમાં પસાર થયા પછી એક પક્ષી તીવ્ર કર્કશ અવાજથી બોલીને તે રમણીના માથાપર થઇને ઉડી ગયું. તેના તે કર્કશ અવાજથી રમણીની ચમક ભાંગી. તે મનમાં કાંઇક અશુભ કલ્પના કરીને મહેલની અગાશી ઉપરથી નીચે ઉતરીને પોતાના ગૃહમાં ચાલી ગઇ.

" રાણી ! "

ગૃહમાં પ્રવેશ કરતી વખતે રમણીના કોમળ પગલાંનો અવાજ સાંભળીને બીજા ઓરડામાંથી કોઇએ બૂમ મારીઃ " રાણી ! "

પ્રિય પતિના સંભાષણથી રમણીનું હૃદય હર્ષથી ઉછળવા લાગ્યું. રમણી તે કમતેશ્વરી ઉષારાણીજ છે, એ વાચકને કહેવાની જરૂર નથી. દિવસનો ઘણો ભાગ રાજ્યકાર્યમાં ગાળીને **નીલામ્બર** અંતઃપુરમાં ક્યારે આવ્યો છે, તે ઉષારાણીના જાણવામાં આવ્યું નહિ. તે પોતાના પ્રિયતમનો સ્વર સાંભળીને ઉત્સુક હૃદયે કાન્તના દર્શન કરવા એકદમ દોડી આવી. **નીલામ્બરે** પત્નીને વક્ષમાં ખેંચી લઇને આવેગથી તેના મુખ ઉપર ગાઢ ચુંબન કર્યું. ઉષારાણીના બંને ગાલ ઇષિત્ લાલ થઇ ગયા. **નીલામ્બરે** પુનઃ પત્નીને સંબોધીને કહ્યું:

" ઉષારાણી ! "

" શું છે નાથ ? "

" તું અત્યારસુધી એક ચિત્તથી શું જોઇ રહી હતી ? "

"સૌન્દર્ય ! નાથ ! હું વિશ્વનું કુદરતી સૌન્દર્ય જોઇ રહી હતી અને તેમાં જ મુગ્ધ બની ગઇ હતી."

"સૌન્દર્ય ? કિન્તુ સૌન્દર્યમાં મુગ્ધ બની ગએલી રમણીના અલૌકિક સૌન્દર્યમાં કોઇ મનુષ્ય મોહ પામવાની તેં કશી વાત સાંભળી છે ?"

કમતેશ્વરી તેના બોલવાનો ભાવાર્થ સમજી શકી નહિ. તોપણ સુંદરીની સુલભ લજ્જાએ તેનું વદન નીચું નમાવી દીધું. તેણે લજ્જાયુક્ત દૃષ્ટિપાત કરીને સ્વામી તરફ મીઠી નજરથી જોઇને મધુર સ્વરે પ્રશ્ન કર્યો: "આપ શું કહો છો નાથ ?"

"હું કહું છું—મહામાન્ય ગૌડેશ્વરીએ રૂપપ્રભાવતી કમતેશ્વરીના સૌન્દર્યમાં મોહ પામીને તેની સાથે મુલાકાત લેવાની અભિલાષા જાહેર કરી છે."

ઉષારાણી અત્યંત વિસ્મયપૂર્વક તેનાં નેત્રો વિકસાવીને રાજા નીલામ્બરના મુખ સામે જોઇ રહી. રાજા તેનો ભાવ સમજી જઇને બોલ્યો: "એમાં આશ્ચર્ય પામવાનું કશું કારણ નથી રાણી ! ખરેખર, ગૌડેશ્વરી કમતારાણીનું મુખદર્શન કરવાને ઉત્સુક થઇ છે. સુલતાન હુસેન શાહે દૂતદ્વારા એ બાબતનો પત્ર લખી આપણી સંમતિ માંગી છે."

"આપે પ્રત્યુત્તરમાં શું લખ્યું છે ?"

નીલામ્બરની પાસેથી આ વાત સાંભળીને ઉષારાણીનો કંઠસ્વર જાણે કંપતો હોય અને હૃદયમાં જાણે પૂર્ણ સંશય ઉત્પન્ન થયો હોય, તેમ જોવામાં આવ્યું. તે પત્નીના મુખ સામે દૃષ્ટિ કરીને મૃદુ

સ્વરે બોલ્યો: "હજી તો કશો ઉત્તર લખી આપ્યો નથી. હું તારો અભિપ્રાય લેવાને આવ્યો છું."

એક ક્ષણને માટે ઉષારાણી વિચારમાં પડી ગઈ. તેના હૃદયમાં ભૂત ભાવોના અનેક વિચારો તરવરી આવ્યા. કેટલીકવાર વિચાર કર્યા પછી તેના હૃદયના ઉંડા ભાગમાંથી એક ઉત્તપ્ત નિઃશ્વાસનો પ્રવાહ બહાર નીકળી પડ્યો. તે એક ક્ષણની અંદર પોતાના સઘળા વિચારો દબાવી દઇને સ્વામીને ઉદ્દેશીને બોલી: "હું આપને શો અભિપ્રાય આપી શકું પ્રાણેશ્વર? વિધાતાની કૃપાથી જોકે હું રાજેશ્વરી છું, તોપણ એક અબળા છું. હિંદુ રમણીની આગળ તેનો સ્વામી છે, તે દેવ સમાન છે. પતિની આજ્ઞાનું પાલન કરવું તે સિવાય તેની બીજી કાંઈ પણ અભિલાષા-કાંઈ પણ વાસના હોતી નથી. આ વિશ્વપ્રકૃતિના અલંઘનીય નિયમાનુસારે પુરૂષ છે તે આધાર છે-અને નારી છે તે આધેય છે. પ્રત્યેક ક્ષણે સ્ત્રીએ સ્વામીને વશ થઇને સમય ગાળવો ઉચિત છે. સ્વામી ગરીબ હોય કે તવંગર હોય તોપણ શું? આપતો રાજેશ્વર છો, હાથમાં ન્યાયદંડ ગ્રહણ કરીને આ વિશાળ રાજ્ય ચલાવો છો, એવા આપ કાર્યકુશળ અને સુદક્ષ છો, તેમને હું અલ્પ બુદ્ધિવાળી નારી શો અભિપ્રાય આપી શકું?"

નીલામ્બર સ્થિર ચિત્તથી પત્નીની આ વાત સાંભળીને કશું નહિ બોલતાં મૌન રહ્યો.

બીજે દિવસે પ્રભાતમાં નીલામ્બરની સંમતિસૂચક પત્ર લઇને ગૌડીય દૂતે તેની રાજધાની તરફ પ્રત્યાવર્તન કર્યું.

# પ્રકરણ ૨૨ મું.

## રાજા અને સેનાપતિ.

ગૌડીય દૂત પ્રસ્થાન કરી ગયા પછી તુરત જ કમતાપુરનો સેનાપતિ રાજદરબારમાં રાજા નીલામ્બર પાસે આવ્યો. જરૂરનાં કેટલાંક રાજકાર્યો સમાપ્ત કર્યા પછી તે બોલ્યો: "રાજન્! યુદ્ધક્ષેત્રમાંથી આપણા સૈન્યને શું હવે પાછું બોલાવી લેવું છે?"

નીલામ્બરે ઉત્તર આપ્યો: "તમારો શો અભિપ્રાય છે?"

"મેં તે બાબત ઘણો વિચાર કર્યો છે કમતેશ્વર! કિન્તુ આ વાતમાં હું કશો નિશ્ચય કરી શક્યો નથી."

"એટલો બધો વિચાર કરવાનું શું કાંઈ વિશેષ કારણ છે?"

"મહારાજ! મુસલમાન પાદશાહોનાં પૂર્વનાં કાર્યો સ્મરણમાં લાવતાં હૃદયમાં અત્યંત ખેદ ઉત્પન્ન થાય છે. કોણ જાણે કદાચ એ સ્વાર્થી મુસલમાનો છળકપટથી કમતાપુર નગરને ઘેરો ઘાલે અથવા કમતેશ્વરી—"

સેનાપતિ એકાએક બોલતો અટકી ગયો. કિન્તુ નીલામ્બરને તેના મનનો વિચાર જાણી લેવામાં જરા પણ વાર લાગી નહિ. તેણે તીવ્ર નેત્રથી તેના મુખ સામે નજર કરી. તે કટાક્ષથી સર્વ ભાવ જાણી લઈને સેનાપતિ આગળ બોલ્યો: "કમતેશ્વરી ઉપર કાંઈક વિપત્તિ આવી પડે એવી મને આશંકા ઉત્પન્ન થાય છે રાજન્!"

રાજ—સેનાપતિની આ વાત સાંભળીને નીલામ્બર એકાએક ચંચળ થઈ ઉઠ્યો. તે પૂર્ણ અવિશ્વાસમાં ઉત્તેજિત સ્વરે બોલ્યો: "એ

તમારી આશંકા તદ્દન અસંભવિત છે. તુર્ક્ન શાહના પત્રમાં શું કાંઇ પણ ગૂઢ અભિપ્રાય રહેલો હોય એમ તમારા જોવામાં આવે છે?"

"તે બરાબર સમજી શકાતું નથી રાજન્! તોપણ સ્વાર્થને લીધે સંગ્રામ ચાલે છે; સ્વાર્થ સાધવામાં અંધ બનીને મુસલમાન પાદશાહો ગમે તે પ્રકારે બીજાનું સત્યાનાશ વાળવાને જરા પણ સંકોચ પામતા નથી. હિંદુસ્તાનના ઇતિહાસમાં એવા અનેક દાખલાઓ જોવામાં આવે છે."

નીલામ્બર કેટલીક ક્ષણસુધી કાંઇક વિચાર કર્યા પછી બોલવા લાગ્યો: "હા, એ તમારૂં કહેવું વાજબી છે, કિન્તુ કાંઇ વિશેષ કારણ સિવાય બીજાના ચરિત્રમાં અથવા કાર્યકલાપમાં સંદેહ લાવવો એ પોતાના હૃદયની દુર્બળતાનો પરિચય કરાવવા જેવું છે. મેં તો સરળ અંતઃકરણે સુલતાનની માંગણીનો સ્વીકાર કર્યો છે; જો કદી એમાંથી કોઇ પણ પ્રકારની વિપત્તિ ઉભી થવા પામશે, તો તે વિધિનો લેખ હશે એમ હું સમજીશ."

કમતેશ્વરનું એ બોલવું સાંભળીને સેનાપતિના મનને સંતોષ થયો નહિ. તેણે રાજાને નમ્રતાપૂર્વક સંબોધીને કહ્યું: "આપ મહારાજાની ઉદાર દૃષ્ટિ કેવળ ગૌડેશ્વરના આગમનના વ્યાપારમાં બંધાઇ રહે, એ મને તો ઉચિત લાગતું નથી. ઉપસ્થિત થએલા આવા પ્રકારના પ્રતિદ્વન્દ્વિતાના ક્ષેત્રમાં આપણે વધારે ઉંડા વિચાર કરીને કાર્ય કરવાની જરૂર છે."

નીલામ્બરે પોતાના સેનાનાયકના મુખ સામે એક દૃષ્ટિ ફેંકી. તે દૃષ્ટિ અવજ્ઞાપૂર્ણ છે એમ સેનાપતિ તુરત જ જાણી ગયો. તે પોતાનું ખરૂં કર્તવ્ય સમજીને દૃઢતાપૂર્વક રાજા પ્રત્યે બોલ્યો: "આ વિષય ઉપેક્ષા કરવાનો નથી રાજન્!"

નીલામ્બરનું ધૈર્ય એકાએક નાશ પામ્યું. તેને એમ લાગ્યું કે સેનાપતિનો સ્વર અપમાનદર્શક છે. તેણે અવજ્ઞામિશ્રિત સ્વરે ઉત્તર આપ્યો: " મને એમ લાગે છે તમે એ સંદેહ નકામો કરો છો. "

રાજાનું એ પ્રકારનું નિરાશા ઉત્પન્ન થાય એવું બોલવું સાંભળીને સેનાપતિને ઘણું દુઃખ ઉત્પન્ન થયું. તથાપિ તેણે દૃઢતાયુક્ત સ્વરથી ઉત્તર આપ્યો: "કિન્તુ એક દિવસ આપની મિથ્યા આશંકાથી એક નિર્દોષ બ્રાહ્મણ કુમાર—"

નીલામ્બરે ઇશારાથી સેનાપતિને ચૂપ રહેવાની સૂચના કરી; તેના શરીરનું લોહી એકાએક તપી ગયું અને તે ઉત્તમ લોહીનો પ્રવાહ તત્ક્ષણાત્ તેની નસેનસમાં પ્રબળ વેગથી દોડવા લાગ્યો. તેનું મસ્તક ભ્રમવા લાગ્યું. તેને એમ લાગ્યું કે સામે એક અંધારો પડદો છે, તે ભયંકર અંધકારને ચીરીને એક અણુમાત્ર પણ પ્રકાશ અંદર પ્રવેશ કરી શકે તેમ નથી. ચારે દિશામાંથી ગાઢ અંધકાર જાણે સર્વગામી વિશ્વવ્યાપકની મૂર્તિની માફક તેની સન્મુખ આવીને એકત્ર થયો છે. તે કોઇ પણ રસ્તો શોધી શક્યો નહિ. પ્રબળ વાયુના આઘાતથી જળતરંગો જેમ તોફાન મચાવી મૂકે તેમ તેના હતાશ બની ગએલા અંતઃકરણમાં ભયંકર ચિંતાના તરંગો ઉભરાઈ જવા લાગ્યા.

રાજાને વધારે ચિંતામાં નિમગ્ન થએલો જોઇને સેનાપતિ પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયો.

* * * *

નીલામ્બરે ચિન્તારૂપી નિદ્રામાંથી જાગૃત થઇને જોયું તો સેનાપતિ ચાલ્યો ગયો હતો અને સમય પણ ઘણો વ્યતીત થઈ ગયો હતો.

ચારે તરફ નિસ્તબ્ધતા વ્યાપી રહી હતી. તેને એમ લાગ્યું કે કોલાહલપૂર્ણ આ જગત્ એક ક્ષણને માટે ગંભીર નીરવતામાં નિમગ્ન થઇ ગયું હતું. તેના હૃદયની ચિન્તાનો ભાર ઓછો કરવા માટે તેણે દૂત મોકલીને સેનાપતિને પાછો બોલાવ્યો.

થોડી વારમાં સેનાપતિ રાજાની સામે આવીને ઉભો રહ્યો અને આશ્ચર્યયુક્ત વદને બોલ્યોઃ "શો હુકમ છે રાજન્?"

રાજા નીલામ્બરે જણાવ્યું કે યુદ્ધક્ષેત્રમાંથી સઘળું મુસલમાન સૈન્ય જો પાછું જતું રહે તો આપણા કમતાપુરના સૈન્યને પણ નગરમાં પાછું બોલાવી લેજો, કિન્તુ જ્યાંસુધી મુસલમાન સૈન્ય રણક્ષેત્રનો ત્યાગ કરીને જાય નહિ, ત્યાંસુધી તેને પાછું બોલાવવાની જરૂર નથી. હાલમાં કમતાપુરમાં જે સૈન્ય છે, તે જો જરૂર પડશે તો નગરનું રક્ષણ કરવાને પુરતું છે."

સ્થિર ચિત્તે રાજાનો હુકમ શ્રવણ કરીને સેનાપતિ તે વિષે કશું બોલ્યો નહિ. માત્ર તેણે એટલો જ પ્રશ્ન કર્યોઃ "આ સેવક પ્રત્યે આપને હવે બીજો કશો હુકમ ફરમાવવાનો છે?"

"ના. સૈન્યને પાછા બોલાવવા સંબંધી કાર્યક્ષેત્રમાં તમને જેમ યોગ્ય લાગે તેમ કરજો. તે સંબંધે મારા બીજા કશા હુકમ અથવા સંમતિની રાહ જોશો નહિ. મારા ચિત્તની વ્યગ્રતા હજી પણ દૂર થઇ નથી."

સેનાપતિ રાજાને અભિવંદન કરીને ત્યાંથી ચાલ્યા જવાની તૈયારી કરતો હતો, એટલામાં નીલામ્બર કાંઇક વિચાર કરીને પુનઃ બોલ્યોઃ "અને આ એક વાત સ્મરણમાં રાખજો—"

"કઇ વાત? ફરમાવો મહારાજ!"

" કમતાપુરના સૈનિકોને જો કદિ કોઈ પણ કારણસર રણક્ષેત્રમાંથી પાછા ફરવાની જરૂર પડે, તો તેઓ ગુપ્ત માર્ગે થઈને નગરમાં પ્રવેશ કરે, એવી સૂચના તમે દરેક સૈનિકને કરી રાખજો. "

સેનાપતિ રાજાની આજ્ઞાને મસ્તકપર ચઢાવીને રાજાને પુનઃ અભિવંદન કરીને ત્યાંથી પ્રસ્થાન કરી ગયો. રાજા **નીલામ્બર** હજી પણ કેટલીક ક્ષણ સુધી વિચાર કરતો તે જ સ્થળે બેસી રહ્યો.



# પ્રકરણ ૨૩ મું.

## "પિતાજી! તમે દેશદ્રોહી ન થાઓ!"

સંન્યાસીએ ગૌડમાં આવીને જ્યારથી હુસેન શાહને કમતાપુરનું રાજ્ય જીતવામાં મદદ કરવાનું કહ્યું હતું ત્યારથી હુસેન શાહે તેને નજરકેદી તરીકે રાખવાનો સેનાપતિને હુકમ કર્યો હતો. ગૌડની પશ્ચિમ દિશામાં એક અતિથિશાળા આવેલી હતી તેમાં સંન્યાસીને રહેવા માટે એક ઓરડો કહાડી આપ્યો હતો. લોકો કહેતા કે એ અતિથિશાળા મુસલમાન પાદશાહોની પહેલાં જે હિંદુ રાજા રાજ્ય કરતો હતો, તેણે દરબારી અતિથિઓને ઉતરવા માટે બંધાવેલી હતી. તે અતિથિશાળાની શોભા રાજમહાલયથી કાંઇ ઉતરતી નહોતી. તેને બંધાવવામાં હિંદુ રાજાએ ઘણું દ્રવ્ય ખરચ્યું હતું. તેની મનોહરતા અને ભવ્યતા હિંદુ રાજાની ઉદારતાની પ્રતીતિ કરાવતી હતી.

આજે કૃષ્ણ પક્ષની અમાવાસ્યાની રાત્રિ હતી. વિશ્વરૂપ અતિથિશાળાના એક ઓરડામાં ભોંયપર પથારી કરીને સૂતો સૂતો પુત્ર અને પુત્રવધૂના મૃત્યુના શોકમાં વિહ્વળ બની ગયો હતો. તે બોલવા લાગ્યો: "હાય વિધાતા! મેં એવાં શાં પાપ કર્યાં હશે કે તેં મારાપર આ દુઃખરૂપી ભયંકર વાદળું ધકેલી મૂકયું? મારો એકનો એક વહાલો પુત્ર કલ્પરૂપ ગયો, સુલક્ષણા જેવી સતી સાધ્વી પુત્રવધૂ ગઇ! અહા! કાળની ગતિ કેવી છે? પહેલાં હું કેવો સુખી હતો અને અત્યારે દુઃખથી હું કેટલો બધો દબાઇ ગયો છું? અહા પ્રભુ! આ એક ભવમાં મને તો બે ભવનો અનુભવ મળ્યો! અહા! નીચ વૃત્તિના નીલામ્બરે

કેવો જુલમ કર્યો ? અરેરે ! તે દુષ્ટે મારા પુત્રને મારી તો નાંખ્યો, કિન્તુ તેનું જ માંસ મને ભોજનમાં ખવરાવ્યું ! અહાહા ! કાંઈ ઓછો જુલમ કર્યો છે ? મેં આ બ્રાહ્મણ કુળમાં પવિત્ર દેહ ધારણ કરીને નરમાંસ–પુત્રમાંસનું ભોજન કર્યું ? આહા ! જુલમની હદ આવી ગઇ છે ! પણ દુષ્ટ **નીલામ્બર** ! તારા એ દુષ્ટ કૃત્યનો હું તને સત્વર બદલો આપીશ. **હુસેન શાહ**ની માર્ફત તારૂં સત્યાનાશ કઢાડીશ, ત્યારે જ હું જંપીશ અને—"

**વિશ્વરૂપ** હજી પણ આગળ કાંઇક બબડવા જતો હતો એટલામાં ગુણગુણાટ કરતો એક ધ્વનિ આવ્યો: " ના, પિતાજી ! તમે દેશદ્રોહી ન થાઓ ! **નીલામ્બર**નું સત્યાનાશ વાળવાને તમે બિલકુલ પ્રયત્ન કરશો નહિ. તમે મારૂં વૈર લેવા જશો, તો દેશને બહુ નુકસાન થશે. તમે દેશદ્રોહી કદિ બનશો નહિ. દેશનો દ્રોહ કરવાથી મહા પાપ લાગે છે. **નીલામ્બરે** તમારૂં અનિષ્ટ કર્યું, કિન્તુ તેમાં દેશનો શો વાંક ? રાજાના વાંકથી આખા રાજ્યને દુઃખી કરવું એ તમારા જેવા સુજ્ઞ અને સરળ હૃદયના તપસ્વીને ઉચિત નથી. તેના પાપનો બદલો ઇશ્વર તરફથી તેને મળશે. ઇશ્વરને જે કાર્ય કરવાનું છે, તે કાર્ય કરવામાં તમારે કશી ચિન્તા રાખવાની જરૂર નથી. તમે કદાચ મારૂં વૈર લઇને સંતોષ માનવાનું ધારતા હશો, કિન્તુ તેમ કરવાથી તમને કે મને કશો લાભ થવાનો નથી. હે પિતાજી ! મારૂં તો જે થવાનું હતું, તે થઈ ચૂક્યું છે, પરંતુ તમે દેશદ્રોહીનું કાળું કલંક વહોરી લેશો નહિ. જેવો પૂર્વ જન્મનો મારો સંસ્કાર હશે તેવું ફળ મને પ્રાપ્ત થયું છે. તેમાં **નીલામ્બર**નો શો દોષ ? દોષ તો મારાં કર્મનો માત્ર."

વિશ્વરૂપ આ સાંભળીને અત્યંત વિસ્મય પામ્યો. તેણે તેના પુત્ર કલ્પરૂપનો કંઠસ્વર ઓળખ્યો. તુરત જ તે બ્હેબાકળો થઇને પથારીમાંથી ઉઠી ઉભો થયો અને આમ તેમ જોવા લાગ્યો, કિન્તુ ત્યાં કલ્પરૂપ તેના જોવામાં ન આવ્યો. તે ગૃહમાંથી એકાએક બહાર નીકળીને આંગણામાં જઇને સર્વત્ર જોવા લાગ્યો તોપણ ક્યાંય કલ્પરૂપ તેના જોવામાં ન આવ્યો. તે આંગણામાં દિવાનાની માફક કેટલીક ક્ષણ સુધી નીરવતાથી ઉભો રહ્યો.

અત્યારે રાત્રિનો બીજો પ્રહર પૂરો થવા આવ્યો હતો. સર્વત્ર શાન્તિ જ પ્રસરી રહી હતી. સઘળા નગરવાસીઓ દિવસનો પરિશ્રમ ઉતારવા ઘસઘસાટ ઉંઘતાં હતાં. કોઇ પણ મનુષ્યનો અવાજ કર્ણગોચર થતો નહોતો. ફક્ત કોઇ કોઇ વખત કુતરાઓનો ભસવાનો અવાજ અને ચોકીદારોના હોકારાનો અવાજ સાંભળવામાં આવતો હતો. અતિથિશાળાના દ્વારપર એક ચોકીદાર પહેરો ભરતો હતો તેનાં પગલાંનો અવાજ વિશ્વરૂપના સાંભળવામાં આવ્યો. તુરત જ તેની ચમક ભાંગી. તે પાછો પોતાના શયનભવનમાં જઇને સૂઈ ગયો અને આંખો મીંચી કે તુરત જ સામે એક યુવાન પુરૂષ અને તેની પાછળ એક નવ—યૌવના સુંદરી ઉભેલાં તેની નજરે પડચાં. વિશ્વરૂપે તેને બરાબર ઓળખ્યો. તે બોલ્યોઃ “ પુત્ર કલ્પરૂપ ! આવ બેટા ! આવ. હું તારા વિના બહુ દુઃખી થઉં છું. તું તારા વૃદ્ધ પિતાને આમ રખડતો મૂકીને અત્યારસુધી ક્યાં ગયો હતો ? ”

“ પિતાજી ! હું તમારી પાસે જ છું; ક્યાંય ગયો નથી. રાત ને દિવસ તમારી પાસે જ રહું છું અને તમે જે જે કાર્યો કરો છો, તે હું ટગર ટગર જોયાં કરૂં છું. ”

" હેં ! શું તું મારી પાસે જ રહે છે ? "

" હા, હું તમારી પાસે જ રહું છું ! "

" ત્યારે હું તને કેમ જોઈ શકતો નથી ? "

" એ મને સમજાતું નથી. હું તમને જોઇ શકું છું અને તમે મને કેમ ન જોઈ શકો ? હું ધારું છું કે તમે વૃદ્ધ થયા છો, તેથી કદાચ તમારી આંખોએ ઝાંખપ લાગી ગઈ હશે. "

વિશ્વરૂપ એ ઉત્તર સાંભળીને વિચારમાં પડી ગયો. કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી તે બોલ્યો: " વારુ, ત્યારે આવ. મારી પાસે તો બેસ. "

" ના, તમારી પાસે ન અવાય. તમારાથી મારે ઓછામાં ઓછું આટલે દૂર તો રહેવું જોઇએ. એથી નજીક તમારી પાસે મારાથી આવી ન શકાય. "

" વારુ, આ તારી સાથે બીજું કોણ ઉભું છે ? "

એ સાંભળીને કલ્પરૂપની પાસે ઉભેલી રમણી બોલી: " પિતાજી ! શું તમે મને ઓળખતા પણ નથી ? "

" હા, હવે ઓળખ્યાં. પુત્રી સુલક્ષણા ! તમે પણ કલ્પરૂપની સાથે જ રહો છો ? "

" જી હા. "

" વારુ, જ્યારે તમે મારી પાસે આવતાં નથી, ત્યારે તમે અહીં શામાટે આવ્યાં છો ? "

" તમને તમારા ધર્મમાંથી ભ્રષ્ટ થતા અટકાવવાને. "

" શું હું ધર્મમાંથી ભ્રષ્ટ થઉં છું ? ના—ના, હું કદિ ધર્મભ્રષ્ટ થઉં તેવો નથી. "

"ત્યારે તમે અહીં શામાટે આવ્યા છો ?"

"હુસેન શાહની સાથે મળીને નીલામ્બર ઉપરનું મારૂં વૈર લેવાને."

"પિતાજી! એ જ ધર્મભ્રષ્ટ થવાનો રસ્તો છે. દેશનો દ્રોહ કરવામાં જેટલું પાપ છે, તેટલું પાપ બીજા કશામાં નથી. તમે નીલામ્બર ઉપર વૈર લેવા જશો તો આખા દેશનું સત્યાનાશ વળી જશે. તમે દેશદ્રોહી ન થાઓ પિતાજી! જેમ બને તેમ દેશનું હિત કરવામાં તમારી જીંદગીનો ઉપયોગ કરો."

"પણ હું સુલતાન હુસેન શાહને વચન આપી બેઠો છું. હવે તે કાર્યમાં મદદ કર્યા સિવાય મારાથી કેમ રહેવાય ? સુલતાને મને નજર કેદી તરીકે રાખ્યો છે. હવે તે મને છોડે તેમ નથી."

"તો પછી તમે પાપના અધિકારી થશો."

"ત્યારે પુત્ર ! તું આવ! મારી પાસે બેસ અને મને એવો કાંઈ રસ્તો બતાવ કે જેથી હું એ પાપથી દૂર રહી શકું." એમ કહીને વિશ્વરૂપ કલ્પરૂપનો હાથ પકડીને તેને પોતાની પાસે બેસાડવા એકદમ ઉભો થયો અને જેવો તેને પકડવા જાય છે એટલામાં કલ્પરૂપ અને તેની સ્ત્રી ત્યાંથી દૂર ખસી જવાથી તેની આંખો ઉઘડી ગઇ. જુએ છે તો ત્યાં કલ્પરૂપ નથી અને સુલક્ષણા પણ નથી! આખી અતિથિશાળામાં માત્ર પોતે એકલો જ છે. તે પુનઃ પથારીમાં પડ્યો અને વિચાર કરવા લાગ્યોઃ "ત્યારે શું હું પાપ કરૂં છું ? નીલામ્બર ઉપરનું વૈર લેવા જતાં શું હું દેશદ્રોહી ઠરૂં છું ? હા, કલ્પરૂપ તેમ કહે છે. ત્યારે શું હવે મારે તેમ ન કરવું ? ના—ના કરવું. મારા

પુત્રને મારી નાંખવાનો બદલો મારે લેવો જ. હું પવિત્ર દેહવાળો બ્રાહ્મણ તેને નરમાંસ–અરે ! પુત્રમાંસનું ભોજન કરાવ્યું. અહાહા ! આટલો બધો જુલમ મારાથી શી રીતે સહન થઈ શકે ?" એમ વિચાર કરતો કરતો વિશ્વરૂપ નિદ્રાને અધીન થયો.



# પ્રકરણ ૨૪ મું.

"કમતેશ્વરી શું ખરેખર બહુ જ સ્વરૂપવતી છે?"

આજે શુક્લ પક્ષની બીજની રાત્રી છે. સંધ્યાકાળ પછી રૂપેરી તારના જેવો મ્લાન ચંદ્ર અંધકારના ગર્ભમાં ક્યારનોએ વિલીન થઈ ગયો છે. ચારે દિશામાં ઘોરતમ અંધકાર વિસ્તરી રહ્યો છે. આવા સમયમાં ગૌડાધિપતિ સુલતાન હુસેન શાહ તેના મંત્રણાગૃહમાં બેસીને જાણે કોઇના આગમનની રાહ જોતો હોય તેમ જણાય છે.

રાજમહાલયને દરવાજે વાગતાં વાજીંત્રોનો ધ્વનિ તેના હૃદયમાં એક પ્રકારનો નવ ભાવ ઉત્પન્ન કરી રહ્યો છે. હુસેન શાહ તે મંત્રણાગૃહની અંદરના ઝળહળતા એક દીપકનાં કિરણોની સામે દૃષ્ટિ કરીને એક ચિત્તથી તે સ્વરસુધાનું પાન કરી રહ્યો છે.

રાત્રિની ગંભીરતાની સાથે સાથે નોબતનો ધ્વનિ પણ બંધ થઈ ગયો, કિન્તુ હુસેન શાહ હજી પણ વિચારરૂપી નિદ્રામાંથી જાગૃત થયો નહિ. સર્વત્ર નિસ્તબ્ધતા અને શાન્તિ પ્રસરી રહી છે. સઘળા ગૌડવાસીઓ સુખદાયિની નિદ્રાના ખોળામાં વિશ્રાન્તિ લે છે. વિશ્વપ્રકૃતિ જાણે ધ્યાનનિમગ્ન થઇ ગઈ હોય, તેમ નીરવ અને નિશ્ચલ જણાય છે. આ ગંભીર રાત્રિને વખતે એક વ્યક્તિએ ધીમે ધીમે સુલતાનના મંત્રણાગૃહમાં પ્રવેશ કર્યો. તેનો વર્ણ ગૌર અને કાયા તેજસ્વી છે. શરીર ઉપર ભગવાં વસ્ત્રો ધારણ કરેલાં છે. હુસેન શાહે તે તરફ દૃષ્ટિ કરીને આગંતુકને સંબોધીને કહ્યું: "રાજ—સચિવ!"

આગંતુક એક ક્ષણને માટે વિચલિત થઇને ધીમા સ્વરથી

બોલ્યો: "ના જનાબ! હવે હું રાજસચિવ નથી. મને હવે રાજ—સચિવ કહીને આપ બોલાવશો નહિ. મેં હૃદયમાંથી સઘળી સ્મૃતિ જડમૂળમાંથી ઉખેડી નાંખી છે. હાય! મનુષ્યના હૃદયમાં એક વખત પ્રતિહિંસાની વાસના જાગૃત થવાથી શું આટલી બધી ત્વરાથી તેનામાં પૈશાચિક વૃત્તિ ઉત્પન્ન થતી હશે! જગતની અંદર પાપનો રસ્તો શું આટલો બધો વિશાળ છે ? !—"

આગંતુક વ્યક્તિ કમતાપુરનો રાજ—સચિવ છે. તે વિશેષ કાંઇ પણ બોલી શક્યો નહિ. એકાએક તેની બોલવાની શક્તિનો નાશ થઇ ગયો.

વૃદ્ધ મંત્રીશ્વરે નીલામ્બર ઉપર વૈર લેવાની જે ઇચ્છાથી કમતાપુરનો ત્યાગ કર્યો હતો, તે ઇચ્છા અમલમાં મૂકવા માટે તેણે આ રસ્તો ગ્રહણ કર્યો હતો. પ્રથમ તો પોતાનું આ કાર્ય બહુ ભૂલભરેલું છે, એમ તે જાણી શક્યો નહિ. કિન્તુ મનુષ્યના હૃદયમાં કાળની ક્રિયા અસાધારણ થાય છે. દિવસો પર દિવસો જેમ જેમ જવા લાગ્યા, તેમ તેમ વિશ્વરૂપ જાણી શક્યો કે આવા પ્રકારનો ઉપાય કરીને વૈર લેવાનો તેણે જે વિચાર કર્યો છે, તેમાં તેની મોટી ભૂલ થઇ છે. જો-કે નીલામ્બરે તેના પુત્રનું ખૂન કર્યું છે, તેથી એ શિક્ષાને પાત્ર છે એ વાત ખરી છે, પરંતુ કેવળ પોતાના ક્ષુદ્ર સ્વાર્થને ખાતર—સ્વાર્થ સાધવાના કાર્યમાં આંધળા બનીને આખા દેશનું સત્યાનાશ વાળવાનો તેણે આ ઉપાય રચ્યો છે, એમ હવે તે સજ્જન સચિવના જાણવામાં આવી ગયું. પોતે એક ઘણા જ અણઘટતા કાર્યમાં પ્રવૃત્ત થયો છે, એમ તેના સમજવામાં આવવાથી તે સરળ હૃદયના સુજ્ઞ સચિવના મનમાં ઘણું દુઃખ ઉત્પન્ન થયું હતું અને તેથી જ તેની

વાક્શક્તિ અત્યારે બંધ થઇ ગઇ હતી. વળી સાથે સાથે અમાવાસ્યાની રાત્રિએ પુત્ર કલ્પરૂપ તથા પુત્રવધૂ સુલક્ષણા તેને સ્વપ્નમાં દેશ-દ્રોહી નહિ બનવા વિષેનો જે બોધ આપી ગયાં હતાં તે હજી તેના હૃદયમાં અવનવા વિચારો ઉત્પન્ન કરી રહ્યો હતો. તેણે પોતાના અંતરનો ભાવ દબાવી દઇને સુલતાનને પ્રશ્ન કર્યો: "જનાબ! આજે રાત્રિને વખતે મને બોલાવવાની આપને શી જરૂર પડી?"

સુલતાન હુસેન શાહના હૃદયમાં અત્યારે કોઇ જુદા જ પ્રકારના વિચારતરંગો ઉછળી રહ્યા હતા. તે વિચારમાં અત્યંત લીન થઇ જવાથી વિશ્વરૂપનું બોલવું સાંભળી શક્યો નહિ. વિશ્વરૂપે પુનઃ પુનઃ સુલતાનને સંબોધીને કહ્યું: "જહાંપનાહ!"

હવે ગૌડેશ્વરની વિચારમાળા તૂટી. તે બોલ્યો: "શું છે મંત્રીશ્વર?"

"શું આપે મને બોલાવ્યો હતો?"

"હા."

"ત્યારે શો હુકમ છે ફરમાવો?"

હુસેનશાહ ગળચવાં ગળતો બોલ્યો: "સચિવ! કમતેશ્વરી શું ખરેખર બહુ જ સ્વરૂપવતી છે?"

સુલતાનના આ પ્રશ્નથી સંન્યાસી કંપી ઉઠ્યો. તેને જણાયું કે સુલતાનનો કંઠસ્વર અનુરાગવ્યંજક અને ઉત્તેજનપૂર્ણ છે—મોઢાની આકૃતિએ પણ અસ્વાભાવિક ભાવ ધારણ કર્યો છે. તે કાંઈ પણ પ્રત્યુત્તર નહિ આપતાં મૌન રહ્યો.

સંન્યાસીને મૌન રહેલો જોઇને હુસેન શાહના હૃદયમાં નવીન પ્રકારનો ભાવ ઉત્પન્ન થયો. તે ભાવ કયો?



# પ્રકરણ ૨૫ મું.

## અણુવિશ્વાસની છાયા.

કેટલીક ક્ષણસુધી વિચાર કર્યા પછી ગૌડેશ્વરે વિશ્વરૂપના મુખ સામે દૃષ્ટિ કરીને જોયું કે તે કોઇ ગંભીર વિચારમાં લીન થઇ ગયો છે. જાણે કોઇ અણધારી ચિન્તા આવી પડવાથી મ્હોં મ્લાન થઇ જાય, તેમ તેનું વદનમંડલ દુઃખપૂર્ણ અને નિસ્તેજ જણાવા લાગ્યું. સુલતાન સંશયપૂર્ણ હૃદયે ઉત્તેજિત સ્વરે બોલ્યોઃ "શો વિચાર કરો છો મંત્રીશ્વર ?"

તતક્ષણાત્ વિશ્વરૂપની ચમક ભાંગી. તેણે ઉત્તર આપ્યોઃ "હું કશો વિચાર નથી કરતો, જનાબ !"

વિશ્વરૂપનો આ ઉત્તર સાંભળીને હુસેન શાહના લલાટમાં એક કુટિલ રેખાનો આંક પડ્યો. તે ગંભીર સ્વરે બોલ્યોઃ "હવે વૃથા શોક કરો નહિ વિપ્રવર્ય ! તમે બહુ દૂર જતા રહ્યા છો. હવે પાછા ફરવાનો કોઇ પણ રસ્તો નથી."

"હા, જનાબ ! તે હું જાણું છું. પાછળથી શોક કરવો તે વૃથા છે, તોપણ એટલું તો હું કહું છું કે આપને મેં જે વચન આપ્યું છે, તેનું પાલન કરવામાં હું બિલકુલ આનાકાની નહિ કરૂં. આપ વૃથા સંદેહ લાવો છો."

વિશ્વરૂપનું એ દૃઢ બોલવું સાંભળીને સુલતાન કેટલાક પ્રમાણમાં આશ્વસ્ત થયો, કિન્તુ સંશયની એક ક્ષીણ છાયા તેના હૃદયદેશમાં રહી ગઇ. તેણે અત્યંત નમ્ર સ્વરે પૂછ્યુંઃ "સચિવ ! આપણે પ્રસ્થાન કરવાનો દિવસ તમે નક્કી કર્યો છે કે ?"

"હા કર્યો છે, સુલતાન."

"કહો ત્યારે, કયે દિવસે આપણે પ્રયાણ કરીશું ?"

"હજી એક માસ પછી—આવતા શુકલ પક્ષની બીજની રાત્રિએ."

"સૈન્યનું ઉપરીપણું તમે સ્વીકારશો કે ?"

"જી ના."

"ત્યારે ?"

"હું રસ્તો બતાવી આપીશ."

"વારૂ, સેનાપતિની સાથે આપને મુલાકાત થઇ છે ?"

"હા થઇ છે, જનાબ."

હુસેન શાહે હવે વધારે કશું નહિ પૂછતાં એક સંકેત ધ્વનિ કર્યો. તરત જ એક પહેરેગીર મંત્રણાગૃહના દ્વારમાં આવીને ઉભો રહ્યો. સુલતાને તેને સેનાપતિને બોલાવી લાવવાનો હુકમ કર્યો. પહેરેગીર સત્વર ચાલ્યો ગયો.

મંત્રણાગૃહમાં હુસેન શાહ અને વિશ્વરૂપ ઉભય મૌન બેસી રહ્યા. ઉભયના હૃદયરૂપી સમુદ્રમાં ચિન્તારૂપી તરંગો તોફાન મચાવી રહ્યા હતા.

સુલતાનના મનમાં અણવિશ્વાસની છાયા પડી ગઇ કે વિશ્વરૂપનો ઉદ્દેશ શો હશે ? તેણે જે હકીકત મને જણાવી છે, તે શું સત્ય હશે ? તે શું સરળ હૃદયનો માણસ છે ? કે આ સઘળી માત્ર તેની ચાતુરી જ છે ? કદાચ ચાતુરી બજાવીને મુસલમાનોને લલચાવીને કમતા-રાજ્યમાં પ્રવેશ કરાવ્યા પછી કમતાપુરના પરાક્રમી સૈન્ય પાસે અમારો નાશ કરાવવાનો તેનો દૃઢ સંકલ્પ તો નહિ હોય ને ચાસની

માફક પગે ફરીને મુસલમાન સૈન્યનો ક્ચ્ચરઘાણ વાળવાનો તો તેનો વિચાર નહિ હોય ને ? હુસેન શાહ વિચાર કરવા લાગ્યો કે કદાચ તેમ પણ હોય ! એ પ્રમાણે વિચાર કરતો કરતો તે સેનાપતિના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યો.

વિશ્વરૂપના મનનો ભાવ અત્યારે જુદા જ પ્રકારનો હતો. દેશનો દ્રોહ કરવાના કાર્યમાં પગલું ભરવાથી તેના હૃદયમાં અત્યારે ભયંકર દુઃખ ઉત્પન્ન થતું હતું. તેના મનમાં અનેક પ્રકારના વિચારો ઉછળી રહ્યા હતા કે: "અરેરે ! મેં આ કેવું ભયંકર કામ કર્યું ! ધિક્કાર છે મને, કે હું આજે મારો ક્ષુદ્ર સ્વાર્થ સાધવાને દેશનો દ્રોહી બન્યો છું ! અથવા સ્વાર્થ પણ શો ? સ્વાર્થ પણ કશો નથી. માત્ર હૃદયમાં પ્રજ્વલિત થએલો પ્રતિહિંસાનો અગ્નિ શાન્ત કરવા માટે મેં આ અત્યંત નીચ કાર્યમાં પગલું ભર્યું છે ! અરેરે ! આ પાપનું પ્રાયશ્ચિત્ત હવે હું કેવી રીતે કરી શકીશ ? હવે આ પાપમાંથી છુટો થઇ શકું એવો કોઇ પણ રસ્તો છે ? આ ને આ ક્ષણે મારા દેહનો જો અંત આવી જાય, તો શું હું આ મહા પાપમાંથી છુટો થઇ શકું નહિ ? કિન્તુ હૃદય દુર્બળ બની ગયું છે, અરેરે ! દેહનો અંત આણવામાં—આત્માને વિસર્જન કરવામાં—આત્મઘાત કરવામાં પણ મહાપાપ રહેલું છે, તેનું કેમ ? અરેરે ? ત્યારે તો—"

એટલું બોલતાં તો વિશ્વરૂપના હૃદયના ઉંડા ભાગમાંથી એક દુઃખકારક ગંભીર દીર્ઘ નિઃશ્વાસ બહાર નીકળ્યો. હુસેન શાહ નાના પ્રકારના વિચાર–તરંગોમાં ગોથાં ખાતો હોવાથી વિશ્વરૂપનો એ દીર્ઘ નિઃશ્વાસ તેના સાંભળવામાં આવ્યો નહિ.

"જહાંપનાહ ! " મૌનનો ભંગ કરીને વિશ્વરૂપ સુલતાનને

સંબોધીને બોલ્યો: " જહાંપનાહ ! અત્યારે હવે આપની પાસે મારી હાજરીનું શું કાંઇ પણ પ્રયોજન છે ? "

" ના. આપ સુખેથી આપના આશ્રમે પધારો. "

વિશ્વરૂપ હુસેન શાહને અભિવંદન કરીને મંત્રણાગૃહનો ત્યાગ કરી ગયો.



# પ્રકરણ ૨૬ મું.

## મંત્રણા.

વિશ્વરૂપ મંત્રણાગૃહમાંથી પ્રસ્થાન કરી ગયા પછી તુરત જ સુલતાનના સેનાપતિએ તે ગૃહમાં પ્રવેશ કર્યો. હુસેન શાહે સેનાપતિના પગલાંનો અવાજ સાંભળીને એકાએક ચમકી જઇને તેના તરફ મુખ ફેરવ્યું; પછી પ્રશ્ન કર્યો: " સંન્યાસીની સાથે આજે તમારે મુલાકાત થઇ હતી ? "

" હા જહાંપનાહ. " સુલતાનના પૂછેલા પ્રશ્નનો સેનાપતિએ ધીમા સ્વરથી ઉત્તર આપ્યો.

" શું તેણે તમને કાંઇ કહ્યું છે ? "

" જી હા. કહ્યું છે કે યુદ્ધક્ષેત્રમાંની ગૌડીય સેનાને પાછી બોલાવીને કમતાપુરના ગુપ્ત માર્ગે ગોઠવો. માત્ર રાવટીઓ વગેરેનું રક્ષણ કરવા માટે થોડુંક સૈન્ય તે સ્થળે રહેવા દેજો. "

" જ્યારે સૈન્યને જ પાછું બોલાવી લેવું છે, તો પછી ત્યાં રાવટીઓ વગેરે રાખવાનું કાંઇ પ્રયોજન છે ? "

" જી હા. "

" શું ? "

" કમતાપુરના સૈન્યને ભ્રમણામાં નાંખવા માટે રાવટીઓ વગેરેનો દેખાવ ત્યાં હજી રાખવાની જરૂર છે. "

" હું તેમાં કશું સમજી શકતો નથી. "

હુસેન શાહના પ્રશ્નના ઉત્તરમાં સેનાપતિ કહેવા લાગ્યો કે: "યુદ્ધક્ષેત્રમાંથી રાવટીઓ વગેરે ઉપાડી લેવાથી ગૌડીય સેના રાજધાનીમાં પાછી ગઇ છે, એમ વિચારીને કમતાપુરનું સૈન્ય પણ તેની રાજધાનીમાં પાછું ફરશે અને તેમ થવાથી કમતાપુર જીતવામાં બહુ અડચણો ભોગવવી પડશે; કિન્તુ જો રાવટીઓ વગેરેનો દેખાવ જેવો છે તેવો ને તેવો રાખવામાં આવે તો નીલામ્બરનું સૈન્ય ભ્રમણામાં પડીને રણક્ષેત્રનો ત્યાગ કરશે નહિ. આમ કરવાથી ગૌડીય સૈન્યને કમતાપુર જીતવું ઘણું સહેલું થઇ પડશે. કમતાપુરમાં પ્રવેશ કરવાનો જે ગુપ્ત માર્ગ બંધ છે, તે સંન્યાસી ખુલ્લો કરી આપશે. તેમણે પોતે એ ભાર ગ્રહણ કર્યો છે."

સંન્યાસી સંબંધે સુલતાનના હૃદયમાં અણુવિશ્વાસની જે છાયા પડી હતી, તે સેનાપતિની આ વાત સાંભળીને ધીમે ધીમે ભુંસાઈ જવા લાગી. તેણે બીજો પ્રશ્ન પૂછ્યો: "કલ્પરૂપનું નીલામ્બરે ખૂન કર્યાનું કારણ તેમણે તમને કહ્યું છે?"

"હા નામવર."

"શું?"

"કમતારાણીના સૌન્દર્યમાં મુગ્ધ બની જવાથી નીલામ્બરે કલ્પરૂપનું ખૂન કર્યું છે."

"એ વાત શું સત્ય છે?"

"હા, તેનું ખૂન કર્યું એ તો સત્ય છે, કિન્તુ સાંભળવામાં આવ્યું છે કે રાજા નીલામ્બર પાછળથી પોતાની ભ્રમણા સમજી શક્યો છે."

" શી ભ્રમણા ? "

" પાછળથી તેના જાણુવામાં આવ્યું કે કુલ્પરૂપ અત્યંત પવિત્ર અને નિર્દોષ હતો. તેને મારી નાંખવામાં તેણે મોટી ભૂલ કરી હતી. એમ તેના સમજવામાં આવવાથી તે ઘણો પશ્ચાત્તાપ કરે છે. "

" વારૂ, ત્યારે આપણે કમતાપુરમાં પ્રવેશ કરીને પ્રથમ શું કાર્ય કરવાનું છે તે તમે જાણો છો ? "

" જી ના. "

" સાંભળો ત્યારે. પ્રથમ તો અતુલ સ્વરૂપવતી **નીલામ્બર**ની રાણીને—"

એટલું બોલીને સુલતાન અટકી ગયો. થોડી વાર વિચાર કર્યા પછી તે પુનઃ બોલ્યો: " સેનાપતિ ! એ વાત ગુપ્ત રાખવાની છે, માટે જરા નજીક આવો. "

સેનાપતિ સુલતાનની તદ્દન નજીક ગયો. હુસેન શાહે સેનાપતિના કાન પાસે પોતાનું મ્હોં લઇ જઇને કાંઇક કહ્યું અને આંખવડે ઇશારત કરીને તેને સંપૂર્ણ રીતે સમજાવી દીધો. સુલતાનના મનનો ભાવ જાણી જઇને સેનાપતિ કેટલીક ક્ષણ સુધી મૌન રહ્યો. પછી ધીમા સ્વરથી બોલ્યો: " અને રાજા **નીલામ્બર** સંબંધે આપનો શો હુકમ છે ? "

" **નીલામ્બર**ને પિંજરામાં કેદ કરીને અહીં ગૌડમાં લાવવો. તે મહા પરાક્રમીને છૂટો રાખવાથી પુનઃ આપણું સત્યાનાશ વાળવાને તૈયાર થાય. ગૌડીય સૈન્યનો તેણે જળતરંગથી જે કચ્ચરઘાણ વાળી નાંખ્યો છે, તે વાત હજી પણ મારા સ્મરણપટમાંથી ભુંસાઈ ગઇ નથી. "

હુસેન શાહ સેનાપતિની સાથે મંત્રણાગૃહમાંથી બહાર નીકળ્યો.

અત્યારે રાત્રિનો બીજો પ્રહર ચાલતો હતો. નિસ્તબ્ધ યામિનીની અસીમ નીરવતા ચારે દિશામાં વિરાજી રહી હતી. આકાશમાં કેટલાંક કાળા રંગનાં વાદળાંઓ એકત્ર થઇને અંધકારમાં વધારો કરી રહ્યાં હતાં. તે સઘળાં વાદળાંઓના પરસ્પર સંઘર્ષણથી વચ્ચે વચ્ચે વિજળીના ચમકારાઓ થવાથી ગાઢ અંધકારમાં કિંચિત્વાર પ્રકાશનું દર્શન થતું હતું. નગરવાસીઓ નિદ્રાદેવીની ભક્તિમાં ધ્યાનનિમગ્ન થઇ ગયાં હતાં. જ્યાં જોઇએ ત્યાં સર્વત્ર શાન્તિ જ પ્રસરી રહેલી દૃષ્ટિગોચર થતી હતી. વચ્ચે વચ્ચે તમરાંઓનો ગણગણાટ અવાજ તે શાન્તિનો ભંગ કરીને રાત્રિની ભયંકરતામાં વૃદ્ધિ કરી રહ્યો હતો.

હુસેન શાહને એમ લાગ્યું કે જાણે કોઈ વ્યક્તિ પોતાની સન્મુખ થઇને એકદમ ઉતાવળે પગલે પ્રસ્થાન કરી ગઇ. તે સંશયપૂર્ણ ચિત્તે તે દિશા તરફ કેટલીક ક્ષણ સુધી જોઇ રહ્યો. તેના હૃદયરૂપી આકાશમાં સંદેહરૂપી વાદળાંઓ છવાઈ ગયાં. તે અત્યંત ધીમા સ્વરથી સેનાપતિને સંબોધીને બોલ્યોઃ

"સેનાપતિ ! સંન્યાસી પ્રત્યે બરાબર નજર રાખજો. તે દેશદ્રોહી સ્વાર્થપરાયણ વ્યક્તિનો કદિ પણ વિશ્વાસ કરશો નહિ. કમતાપુર જીત્યા પછી તેને પણ કેદ કરજો. કમતાપુરના રાજા અને મંત્રી એ ઉભયને રહેવાનું સ્થળ યાવત્ જીવન ગૌડના કારાગારમાં જ છે, તે લક્ષમાં રાખજો."

રાજધાનીના દરવાજાપરની નોબતના ધ્વનિએ સઘળાંને જણાવી દીધું કે રાત્રિનો બીજો પ્રહર સમાપ્ત થઇને ત્રીજા પ્રહરની શરૂઆત

થઇ ચૂકી છે. સુલતાન અને સેનાપતિ હવે વધારે વિલંબ નહિ કરતાં ઉભય પોતપોતાને સ્થાને પ્રસ્થાન કરી ગયા.

પ્રભાતમાં સુલતાને વિશ્વરૂપની સંમતિ લઇને કમતાપુરમાં ગૌડેશ્વરીને જવાનો દિવસ નક્કી કરીને એક દૂતની માર્ફત તે સમાચાર નીલામ્બરને પહોંચડાવ્યા.

# પ્રકરણ ૨૭ મું.

## ભ્રમણાની ભયંકરતા.

કમતાપુરમાં ગૌંડેશ્વરીને આવવાનો દિવસ નક્કી કરીને જે સમાચાર કહેવરાવ્યા હતા, તેની સાથે સાથે વિશ્વરૂપની મંત્રણાને અનુસરીને સુલતાન હુસેન શાહના હુકમથી રણક્ષેત્રમાંથી અર્ધ કરતાં વધારે ગૌડીય સૈન્યને ત્યાંથી પાછું ફેરવીને કમતારાજ્યના ગુપ્ત માર્ગે ગોઠવ્યું. કમતાપુરના સૈનિકોને આ વાતની કિંચિત્ માત્ર પણ ખબર પડી નહિ. તેઓ તો ગૌડીય સૈન્યની સવટીઓ જે સ્થિતિમાં હતી તે સ્થિતિમાં રહેલી જોઇને યુદ્ધક્ષેત્રનો ત્યાગ કરવાની હિંમત ધરી શકયા નહિ.

ગૌંડીય સૈન્યને બહુ જ સંભાળથી ગુપ્ત માર્ગે ગોઠવ્યા છતાં એક દિવસ રાજા નીલામ્બરના સાંભળવામાં આવ્યું કે કમતા રાજ્યના ગુપ્તમાર્ગે એક મોટું સૈન્ય એકત્ર કરવામાં આવ્યું છે.

મનુષ્ય જાગ્રત્ અવસ્થામાં હોવા છતાં અનેક વખત ભ્રમણામાં અથડાયા કરે છે. જાણે મૂળથી જ ભ્રમણાની સાથે તેને ગાઢ સંબંધ—પરિચય હોય અને જેમ તેનાથી ઘડી પણ વેગળા થઈ શકાતું ન હોય, તેમ તે નિરંતર ભ્રમણામાં લુબ્ધ રહ્યા કરે છે. તે જ ભ્રાન્તિ મનુષ્યનું સત્યાનાશ વાળી નાંખે છે. તે જ વિનાશકારક ભ્રાન્તિએ અનિષ્ટ પરિણામનું ફળ નીલામ્બરને પણ ચખાડયું. જે ગુપ્ત માર્ગે શત્રુનું સૈન્ય પેસી ગયું, તે જ ગુપ્ત માર્ગે જો નીલામ્બરે પોતાનું સૈન્ય ગોઠવ્યું હોત, તો શત્રુઓ રાજ્યમાં પ્રવેશ કરી શકત નહિ. નીલામ્બરના સેનાપતિએ જણાવ્યું હતું કે ગુપ્ત માર્ગે થઇને શત્રુનું સૈન્ય કમતારાજ્યમાં પ્રવેશ

ન કરી શકે તેટલા માટે યુદ્ધક્ષેત્રમાંથી કમતાસૈન્યને પાછું બોલાવીને ગુપ્ત માર્ગે ગોઠવવું જોઇએ, પરંતુ ભ્રમણામાં અથડાતા કમતેશ્વરને તેની સલાહ રૂચી નહિ. વળી વધારામાં તેણે એવો પણ હુકમ કર્યો હતો કે શત્રુનું સૈન્ય ગુપ્ત માર્ગે ગોઠવાઇ ગયું છે, એ વાત રાજ્યમાં કોઇને જણાવશો નહિ.

ભ્રમણામાં ગોથાં ખાવાથી મનુષ્ય એકવાર કર્તવ્ય-ભ્રષ્ટ થઇને ભવિષ્યમાં પોતાનું અનિષ્ટ કરે છે. જગત્‌ની અંદર આવા દાખલાઓ અનેક વખત બનેલા જોવામાં આવે છે. ભ્રમણાની પ્રબળ શક્તિ આગળ મનુષ્ય બિચારૂં એક રમકડા સરખું છે.

જ્યારે સુલતાન હુસેન શાહની પાસેથી ગોડેશ્વરીના આગમનનો દિવસ નક્કી કરીને મોકલેલા દૂતે **નીલામ્બર**ના હાથમાં તે બાબતનો પત્ર આપ્યો, ત્યારે-તે દિવસે કમતાપુરનો સેનાનાયક કાંઇ કારણને લીધે રાજધાનીમાં હાજર નહોતો. તે જ્યારે પાછો આવ્યો ત્યારે ભ્રમણામાં ગોથાં ખાતા **નીલામ્બરે** તે બાબતનો કશો ઉલ્લેખ તેની આગળ કર્યો નહિ. તેથી સેનાપતિ સૈન્યનો સંગ્રહ કરવાની અગત્ય સમજી શક્યો નહિ. વળી કમતારાજ્યને ગુપ્ત માર્ગે શત્રુનું સૈન્ય ગોઠવવામાં આવ્યું છે તે વાત પણ **નીલામ્બર** સેનાપતિને કહેવાની વિસરી ગયો. આમ થવાથી કમતાપુરના રક્ષણ સંબંધી કાંઇ પણ પ્રયાસ કરવામાં આવ્યો નહિ. રાજા **નીલામ્બર** શાન્તિથી શુક્લ પક્ષની બીજની રાહ જોવા લાગ્યો. અગાઉથી પ્રયત્ન કરવાથી જે વિપત્તિ દૂર થઇ શકે તેમ હતી, તે ભ્રમણાને વશ થએલા **નીલામ્બરે** પોતાને હાથે જ બોલાવી લીધી.

# પ્રકરણ ૨૮ મું.

## આ તે ભ્રમણા કે નિદ્રા ?

કલ્પરૂપનું ખૂન થયાને આજે ઘણા દિવસ વીતી ગયા છે. આટલા લાંબા સમય સુધી વિશ્વરૂપ ફરીને કુમતાપુરમાં આવ્યો નથી. રાજા નીલામ્બર પણ કોઇ અને કોઈ પ્રકારના કાર્યમાં વધારે ને વધારે રોકાએલો રહેવાથી વિશ્વરૂપની શોધ કરવાનો બીજો કશો પ્રયત્ન કરી શક્યો નહિ. આજે ઘણા દિવસ પછી વિશ્વરૂપે જે વેશમાં નગરનો ત્યાગ કર્યો હતો, તે જ વેશમાં પુનઃ નગરમાં પ્રવેશ કર્યો.

કુમતાપુરમાં પ્રવેશ કરીને વિશ્વરૂપ મંત્રમુગ્ધની માફક તેની બહુ દિવસ પહેલાં ત્યાગ કરેલી પર્ણકુટીમાં જઈ પહોંચ્યો. એક દિવસ તે આ કુટીની અંદર પુત્ર તથા પુત્રવધૂની સાથે રહીને સુખેથી દિવસો નિર્ગમન કરતો હતો. આજે તે કુટી તદ્દન નિર્જન છે—આજે તે અનન્ત નીરવતામાં મગ્ન થઈ રહી છે. પર્ણકુટીને જનશૂન્ય જોઇને વિશ્વરૂપના હૃદયના ઉંડા ભાગમાંથી એક ઉષ્ણ દીર્ઘ નિઃશ્વાસ નીકળ્યો. આગળના સુખની સ્મૃતિએ હૃદયપટમાં જાગૃત થઇને તેને અત્યંત દુઃખી બનાવી મૂક્યો.

પશ્ચિમ તરફના ગગનને સોનેરી રંગથી રંગી નાંખીને સૂર્ય અસ્તાચળ તરફ ઉતાવળે પ્રમાણ કર્યે જાય છે. એક બે લાલ રંગની વાદળીઓ દિશા ભૂલી ગએલા મુસાફરની માફક આકાશમાં આમતેમ રખડતી ફરે છે. સંધ્યા સમયના શીતળ વાયુસ્પર્શથી વૃક્ષ—શ્રેણી મંદમંદ મસ્તક હલાવીને અસ્તગમનોન્મુખ ભાસ્કરને તે દિવસનું છેલ્લું નમન કરે છે. ધીમે ધીમે શુકલપક્ષની એકમનો ક્ષીણ ચંદ્ર આકાશપટમાં

ઉદય પામ્યો. નીલ ગગનોદ્યાનમાં હીરાની કણીઓના જેવા તારા રૂપી પુષ્પો જથાબંધ ખીલી નીકળીને સૌન્દર્યવતી લજ્જાશીલ નીલમાને શણગારીને અત્યંત મનોહર બનાવી મૂકી. વિશ્વરૂપ કેટલીક ક્ષણસુધી સ્તબ્ધ બની ગયાની માફક બેસી રહીને કુદરતની શોભાનું નિરીક્ષણ કરવા લાગ્યો. જોતજોતાંમાં કાળાં વસ્ત્ર પરિધાન કરેલી રજનીએ આવીને સમગ્ર ધરણીને અંધકારથી ઢાંકી દીધી. ક્ષણ પહેલાં નેત્ર આગળ સૌન્દર્યનો જે ભંડાર ખુલ્લો હતો, તેને બદલે હવે આંખોની સામે સ્વર્ગમૃત્યુને એક કરીને અનંત અંધકાર વિરાજમાન થવા લાગ્યો.

હા ! જગત્‌ની અંદર શાશ્વત્ સુખ ક્યાં છે ? સંસારમાં કોઇ પણ સ્થળે શાન્તિ ચિરકાળ સુધી ટકી રહેતી નથી. જગત્ અશાન્તિના અંધકારમાં ઢંકાઇ ગયું છે. આશાના મોહિની મંત્રમાં મુગ્ધ બની ગએલા હે માનવી ! તારૂં સુખ કેટલીક ક્ષણ ટકવાનું છે ? તારા હૃદય-માં રોપેલા આશાના બીજનો અંકુર ફુટશે—નહિ ફુટશે એટલામાં તો નિરાશારૂપી જળતરંગોમાં તું એક નિમિષની અંદર કોણ જાણે ક્યાંય ઘસડાઇને ચાલ્યો જઇશ ! તોપણ હજી તારા હૃદયમાં જ્ઞાનનો સંચાર થવા પામ્યો નહિ—તોપણ હજી તારા હૃદયમાં એક બીજા પ્રત્યેનો દ્વેષ નાશ પામ્યો નહિ—તોપણ હજી તારા હૃદયમાંથી પ્રતિ-હિંસાનો દાવાનળ શાન્ત થયો નહિ ! કેમ ? હે મંગળમય ભગવાન્ ! તમારા આ શાન્ત રાજ્યમાં આટલી બધી અશાન્તિ ક્યાંથી ? ના—ના દેવ ! એ અશાન્તિ નથી. એ તો દયામય ! તમારી દયા છે. હું મૂઢ—ક્ષુદ્ર તમારી મહાન્ મંગળમય માયા સમજવાને તદ્દન અશક્ત છું. અને તેથી જ હું તમારા મંગળમય નામમાં દોષારોપણ કરૂં છું—તેથી જ મને આટલું બધું દુઃખ, આટલી બધી અશાન્તિ, આટલી બધી મર્મવેદના અને આટલો બધો સંતાપ થાય છે !

એ પ્રમાણે વિચાર કરતાં કરતાં વિશ્વરૂપનું હૃદય અપ્રસન્ન થઈ ગયું—આંખો મીંચાઈ ગઈ. બેભાન અવસ્થામાં ગભરાએલ સ્વરે તેણે એકાએક બૂમ પાડી: "કલ્પરૂપ !—"

એકાએક ઘોરતમ ધ્વનિ આવ્યો: "શું છે પિતાજી ?"

વિશ્વરૂપે તુર્ત જ હૃદયચક્ષુ ઉઘાડીને જોયું તો સન્મુખ પુત્ર કલ્પરૂપ અને પુત્રવધૂ સુલક્ષણા એ ઉભય ઉભેલાં તેની નજરે પડયાં. તેને જોતાં જ વિશ્વરૂપ બોલી ઉઠયો: "આવ, મારા વ્હાલા પુત્ર, આવ તને હું આલિંગન કરીને એકવાર મારા હૃદયને શાંત કરૂં. મારૂં હૃદય ઘણા દિવસથી તારા વિયોગને લીધે બળ્યા કરે છે, તેને તું ભેટીને આજે શાન્ત કર અને—"

"નહિ પિતાજી! મારાથી હવે તમારો સ્પર્શ કરી શકાય નહિ. તદ્દન નજીક પણ આવી શકાય નહિ—હવે તો માત્ર દૂર ઉભો રહીને જ વાતચીત કરી શકું."

"જ્યારે તું મારી પાસે આવીને મારા હૃદયને શાન્ત કરતો નથી, ત્યારે તું અહીં શામાટે આવ્યો છે ?"

"પિતાજી! હું તમને બીજી વાર સૂચના આપવા આવ્યો છું કે તમે દેશદ્રોહી થાઓ નહિ. અમારૂં જે થવાનું હતું તે થઇ ચૂકયું છે, તે માટે તમે વૃથા શોક કરો નહિ. નીલામ્બર ઉપરનો તમારો ક્રોધ હવે શાન્ત કરો. વિધાતાએ જે નિર્માણ કર્યું હોય, તે કદિ મિથ્યા થાય નહિ. મારા નસીબમાં અકાળ મૃત્યુ માંડ્યું હશે, તે પ્રમાણે થયું છે. તેમાં નીલામ્બરનો કશો દોષ નથી. કદાચ તેનો દોષ ગણતા હો, તોપણ તે માટે દેશનું અહિત શામાટે કરવું જોઇએ ?

તમે એ પાપમાં પડશો નહિ." એટલું કહીને કલ્પરૂપ સુલક્ષણાની સાથે ત્યાંથી જવા લાગ્યો.

વિશ્વરૂપ તેઓને ત્યાંથી જતાં અટકાવવા માટે તેમને પકડવાને જેવો ઉભો થવા જાય છે એટલામાં તેની આંખો ઉઘડી ગઈ. તે જુએ છે તો નથી કલ્પરૂપ કે નથી સુલક્ષણા!

તે આંખો ચોળીને બરાબર તપાસ કરવા લાગ્યો તો ઘોરતમ અંધકાર સિવાય બીજું કાંઇ પણ તેના જોવામાં આવ્યું નહિ! તે એકાએક બોલી ઉઠ્યો: "અરે! આ શું? આ તે ભ્રમણા કે નિદ્રા?"

*　　*　　*　　*　　*

જ્યારે વિશ્વરૂપને શુદ્ધિ આવી, ત્યારે મધ્ય રાત્રિ થવા આવી હતી. રાત્રિની ગંભીરતાની સાથે સાથે અંધકાર પણ ગંભીર રૂપ ધારણ કર્યે જતો હતો. ઉંચે અનંત આકાશ અંધકારથી છવાઇ ગયું હતું. સુનીલ આકાશમાં ખીલી રહેલા તારાઓનો ઉજ્જવલ પ્રકાશ પણ અત્યારે નાશ પામ્યો હતો. વિશ્વરૂપે ધીમે ધીમે ઉઠીને એકવાર રાત્રિના આકાશની અવસ્થાનું નિરીક્ષણ કર્યું. તે જ્યારે ગગન તરફ દૃષ્ટિ ફેરવતો હતો, ત્યારે તેને એમ લાગ્યું કે સામે કોઇ ઉભું છે. કોણ ઉભું છે, તે તે સારી રીતે જોઇ શક્યો નહિ. ભયંકર માનસિક ઉત્તેજનને વશ થઇને તેના મુખમાંથી અસ્ફુટ સ્વરે એક શબ્દ બહાર નીકળી પડ્યો: "કોણ કલ્પરૂપ?"

ઉત્તર મળ્યો: "ના."

"ત્યારે કોણ છે તું?"

સન્મુખ ઉભેલી વ્યક્તિએ પોતાનું નામ જણાવ્યું. તે સાંભળીને

સંન્યાસી કાંઇક ગુસ્સે થયો. તેણે પ્રશ્ન કર્યો: "કેમ, અત્યારે તું અહીં કેમ આવ્યો છે ?"

"મહારાજ ! કાલે જ શુકલ પક્ષની બીજ છે, તેનું આપને સ્મરણ કરાવવાને હું આવ્યો છું."

"તે માટે આવવાની કશી જરૂર નહોતી."

"આપ મારો અપરાધ ગ્રહણ કરશો નહિ, મારા પ્રત્યે એવા પ્રકારનો હુકમ હતો."

પછી વિશ્વરૂપ કાંઇ બોલ્યો નહિ. તે વિશ્વવ્યાપક અંધકારમાં આગંતુક વ્યક્તિને સાથે લઇને કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઇ ગયો.

જે વ્યક્તિ વિશ્વરૂપની સાથે વાતચીત કરતી હતી, તે સુલતાનનો વિશ્વાસુ અનુચર હતો. હુસેન શાહના હુકમને અનુસરીને વિશ્વરૂપની હીલચાલ ઉપર લક્ષ રાખવા માટે તે ગુપ્ત રીતે ગુપ્ત વેશ ધારણ કરીને તેની પાછળ પાછળ ફરતો હતો.



# પ્રકરણ ૨૯ મું.

## પ્રેમરસનું પાન.

આજે કમતાપુરે અપૂર્વ શોભા ધારણ કરી છે. ગૌડેશ્વરીને માન આપવા માટે આજે રાજધાનીના સઘળા દરવાજા કેળોના સ્થંભો રોપીને અને સુગંધિમય પુષ્પોનાં તોરણો બાંધીને શણગારવામાં આવ્યા છે. નગર બહારના દરવાજાથી તે રાજમહાલય સુધીના વિશાળ રાજમાર્ગની બંને બાજુએ ધ્વજાપતાકા તથા તોરણો બાંધીને કમતાપુરની શોભામાં આજે અત્યંત વધારો કરવામાં આવ્યો છે. રાજમાર્ગમાં ઠેકાણે ઠેકાણે કૃત્રિમ દરવાજાઓ બનાવીને નગરને અતિશય મનોહર બનાવ્યું છે. કેળોના સ્થંભો, આશોપાલવનાં તોરણો અને નવ—રંગિત પુષ્પોના હારોથી આખું બજાર આજે અત્યંત શોભી રહ્યું છે. જાતજાતની નવરંગિત ચિત્રવિચિત્ર પતાકાઓ મૃદુ અને મંદ વાયુના હિલ્લોળામાં ઉડીને નાચ કરી રહી છે. રાજધાનીમાં આજે સર્વત્ર આનંદ આનંદ વ્યાપી રહ્યો છે.

કિન્તુ આટલો બધો આનંદ હોવા છતાં રાજમહાલયમાં અગાશી પર બેસીને કમતારાણી આજે એક ભયંકર ચિન્તામાં લીન થઇ છે. આજે તે કોણ જાણે શા કારણથી નીરવતાથી પતિના મુખ સામે એક દૃષ્ટિએ જોઇ રહી છે. તે એટલી બધી આત્મહારા બની ગઇ છે કે તેના દેહનું પણ અત્યારે તેને ભાન નથી. જેમ પતિના વિયોગથી પત્નીના હૃદયમાં દુઃખ થતું હોય, એમ જણાય છે.

“ ઉષારાણી ?—”

ઉષારાણી તરફ જોઇને મુગ્ધ બની ગએલો રાજા **નીલામ્બર** પ્રેમપૂર્ણ કંઠે બોલ્યો: "પ્રિયે! ઉષારાણી!"

વિચારસાગરમાં ડૂબકાં ખાતી ઉષારાણી સ્વામીના સંબોધનથી ચમકી જઇને બોલી: "શું છે નાથ?"

"આજે તું કોઇ ભયંકર ચિન્તામાં અત્યંત દુઃખી થતી હોય, એમ મને લાગે છે. તારા હૃદયમાં આજે કઇ ચિન્તા ઉત્પન્ન થઇ છે!"

સ્વામીનો પ્રશ્ન સાંભળીને ઉષારાણીના હૃદયમાંથી એક ઉષ્ણ નિઃશ્વાસ ધીમે ધીમે બહાર નીકળી પડ્યો. હૃદયનાં કેટલાંક સ્થાન જાણે શૂન્ય થઇ ગયાં હોય, એમ તેને જણાયું. તે શૂન્ય સ્થાન ઉપર જાણે લાંબા વખતના પતિવિરહની એક ભયંકર છાયા પડી હોયની? એમ તેને લાગ્યું. તેણે સ્વામીના મુખસામે ઉદાસ દૃષ્ટિ ફેંકીને અસ્ફુટ સ્વરે કહ્યું: "કઇ ચિન્તા? તમને શું કહું નાથ? આજે મારા સ્મરણ પટમાં ભૂતકાળમાં બની ગએલા બનાવો એક પછી એક જાગ્રત થઇ ઉઠ્યા છે. આજે મારા અંતઃકરણમાં કેટલીક ઉન્માદકલ્પનાઓ ઉત્પન્ન થઇને મારા પ્રાણને અત્યંત વ્યાકુળ કરી મૂકે છે. મનમાં એમ થાય છે કે જાણે આજે આ જડ જગત સાથેનો સઘળો સંબંધ ચિરકાળને માટે—સદંતરને માટે એકી વખતે તૂટી જવાનો છે. કહો હવે શું પૂછવું છે નાથ?"

**નીલામ્બરે** જોયું કે વાત કહેતાં કહેતાં સૂર્યનાં કિરણમાં પ્રત્યાઘાત પામેલાં જળબિંદુઓની માફક ઉષારાણીનાં બન્ને નયનોમાં જળજળીઆં આવી ગયાં છે. તે પાણીથી છલકાતાં ઉષારાણીનાં બંને નયનોમાંથી ટપકેલાં બે અશ્રુબિંદુઓએ **નીલામ્બરના** હૃદયને એકાએક ઉદાસ બનાવી મૂક્યું. તે અનિમેષ નયને પત્નીના મુખ સામે જોઇ રહ્યો.

જોતાં જોતાં તેની આંખોમાં અશ્રુબિંદુઓએ દર્શન આપ્યું. હૃદયના ઊંડા ભાગમાંથી શોકનો ભયંકર પ્રવાહ અંગે અંગમાં વહન કરવા લાગ્યો. સાથે સાથે બહુ દિવસ પહેલાં આવેલા સ્વપ્નની વાત પણ તેના સ્મરણપટમાં ઉભરાઈ આવી. **નીલામ્બરના** હૃદયાકાશમાં એકાએક ભાવી વિપત્તિનું એક કાળું વાદળું ચડી આવ્યું. **નીલામ્બરે** વિચાર્યું કે શું સ્વપ્ન કદિ સત્ય હોય ?

એ પ્રમાણે **નીલામ્બર** વિચાર કરતો હતો એટલામાં ઉષારાણી બેભાન બનીને પતિના ખોળામાં આળોટી પડી. તેની બંને આંખો મીંચાઇ ગઇ અને શરીર થરથર કંપવા લાગ્યું. તે અસ્ફુટ સ્વરે બોલવા લાગી: "ઓ દુષ્ટ ચાંડાળો ! તમે મારા પતિને ક્યાં ઘસડી જાઓ છો ? તેમને છોડી દો–છોડી દો. અરે કોઇ દોડો, મારા પતિને આ દુષ્ટો પાસેથી છોડાવો. અરરે ! શું કોઇ પણ આટલામાં નથી ? શું મારા દેખતાં મારા પતિને આમ તે દુષ્ટો નિર્દયપણે ઘસડી જાય છે ? હાય ! હાય ! આટલી વારમાં તો તેઓ કોણ જાણે ક્યાંય જતા રહ્યા ! અરેરે ! મારા પતિને તે દુષ્ટો ક્યાં લઈ ગયા હશે ? તે નક્કી તેમને હવે મારી નાંખશે ! ઓ પ્રભુ! તું મને જલ્દી હવે તારી પાસે બોલાવી લે ! ઓ ધરતી માતા ! તું મને જલ્દી માર્ગ આપ !" એ પ્રમાણે બોલતી બોલતી તે ઉશ્કેરાઇ જઇને ઉભી થઇને જમીન સાથે તેનું માથું અફાળવા જાય છે, એટલામાં તેની આંખ ઉઘડી ગઇ. તે જુએ છે તો તેનો પતિ સામે બેઠો છે ! પતિને જોતાં જ તેને ભાન આવ્યું. તે એકાએક **નીલામ્બરને** બાઝી પડી અને સજળ નેત્રે બોલવા લાગી:

"પ્રાણેશ્વર ! તમને એ દુષ્ટો ક્યાં ઘસડી જતા હતા ? તમે તે ચાંડાળો પાસેથી શી રીતે પાછા આવી શક્યા ?"

નીલામ્બર આ સઘળું દૃશ્ય જોઇને અત્યંત વિસ્મયપૂર્વક બોલ્યો: "પ્રિયે ! રાણી ! તું આ શું બોલે છે ? તારૂં બોલવું હું કશું સમજી શકતો નથી. તું જળ પીને શાન્ત થા, પછી જે કહેવું હોય તે કહેજે."

"ત્યારે શું તમને કોઈ ઘસડી જતું નહોતું ?" રાણી શાન્ત થઇને બોલી.

"ના, મને તો કોઇ ઘસડી જતું નહોતું ! હું તો અહીં ક્યારનો તારી પાસે જ બેઠો છું !"

"હશે, ત્યારે એ તો કાંઈ અમસ્થું મારા જોવામાં આવ્યું હશે."

"વારૂ, ત્યારે મને હવે છોડ તો ખરી, બાઝી શામાટે પડી છે ?"

"ના, હવે તમને હું નહિ છોડું."

"કેમ, શામાટે નહિ છોડે ?"

"હું તમને છોડું તો તમે પાછા જતા રહો."

"ક્યાં જતો રહું ?"

"કોણ જાણે ? એ તો મને ખબર નથી."

"તું મને આમ ક્યાંસુધી પકડી રાખીશ ?"

"જ્યાંસુધી હું જીવતી રહીશ, ત્યાંસુધી."

"ત્યાંસુધી આપણે બંનેએ શું અહીં ને અહીં જ બેસી રહેવું ?"

"હા."

"ખાવા પીવા પણ ઉઠીશું નહિ ?"

"ના, જ્યાંસુધી તમે મારી પાસે બેઠા છો, ત્યાંસુધી મને ભૂખ લાગવાની નથી અને તરસ પણ લાગવાની નથી. તમારા મુખ

સામે જોઇને જો હું બેસી રહું તો જાણે હું અમૃતના આહાર કરતી હોઉં, તેમ મને લાગે છે. ”

“ ઠીક, ત્યારે જ્યાંસુધી તારી તૃપ્તિ થાય, ત્યાંસુધી તું અમૃતનું પાન કર અને હું તારા અધરામૃતનું પાન કરૂં. ” એમ કહીને **નીલામ્બરે** એક ગાઢ ચુંબન કર્યું.

**નીલામ્બર** અને ઉપારાણી ખરેખર અમૃતરૂપી પ્રેમરસનું પાન કરવા લાગ્યાં !



# પ્રકરણ ૩૦ મું.

## ભયંકર વિપત્તિ.

જોતજોતાંમાં સમય ઘણો વ્યતીત થઇ ગયો. આખા દિવસની મુસાફરીથી શ્રમિત થઇ જઇને સૂર્ય ધીમે ધીમે પશ્ચિમ દિશામાં નમી પડવા લાગ્યો. અસ્તગમનોન્મુખ રવિનાં લાલ કિરણો દૂરથી ગગન-ભેદી ગિરિશિખર ઉપર અપૂર્વ શોભા અર્પી રહ્યાં છે. પર્વતનાં ઉંચાં શિખરો સૂર્યનાં તે લાલ કિરણોને મસ્તકપર ધારણ કરીને વિચારશીલ મનુષ્યની માફક દૃષ્ટિને સ્થિર કરીને સૂર્યના ગમન તરફ નિરીક્ષણ કરી રહ્યાં હોયની, એવું દૃશ્ય નજરે પડે છે. એક પછી એક એમ અનેક ભ્રમરો આવીને અસ્તગમનોન્મુખ રવિની સ્તુતિનું ગાન કરવાનો આરંભ કરે છે. ગિરિમાંથી ઉત્પન્ન થએલી લીલા-વિલાસિની તટિની-સરિતાઓ મદમાં છકી ગએલી નવ-યૌવનાની માફક કલકલ નિનાદ કરતી પતિને પ્રેમાલિંગન દેવાને દ્રુત વેગે દોડી જાય છે અને સાથે સાથે અતિ આનંદજનક પ્રેમરસનું મધુર ગાયન ગાતી જાય છે. તે વિશ્વવિમોહિત સંગીતનું શ્રવણ કરતો કરતો વિરાટ્ ભાસ્કર અસ્તાચલની પેલી મેર ઢળી પડ્યો.

નીલ નભપટમાં ક્ષીણ તારાઓના વિકાસની સાથે સાથે સમગ્ર ધરણીમાં મ્લાન જ્યોત્સ્નાએ દર્શન દીધું. આજે શુક્લપક્ષની બીજની રાત્રિ હોવાથી ક્ષીણ ચંદ્રની જ્યોત્સ્ના પણ સ્વલ્પ સમયને માટે જ ઉદય પામી હતી. રાજમહાલયની અગાશી પરથી રાજદંપતીએ જોયું કે ઉજ્જવલ દીપમાળાથી વિભૂષિત થએલા કમતાપુરની શોભા આજે અતિ મનોહર જણાય છે! સઘળાં નગરવાસીઓ આજે અવર્ણનીય

આનંદનો ઉપભોગ કરી રહ્યાં છે. તેઓ આજે ઉત્સુક અંતઃકરણથી ગૌડેશ્વરીના આગમનની પ્રતીક્ષા કરી રહ્યાં છે. એવા સમયમાં ઉષારાણીના બાહુપાશમાં આબદ્ધ થએલા નીલામ્બરે દૂરથી એક તુરીનો ધ્વનિ સાંભળ્યો. તુરત જ કમતાપુરના સઘળા દરવાજાપર સુલલિત સ્વરથી નોબતો વાગવા લાગી. એક ક્ષણની અંદર સઘળાં નગરવાસીઓ જડતાનો ત્યાગ કરીને ગૌડેશ્વરીનાં દર્શન કરવાને આતુર બનીને ચૌટા તરફ જોઈ રહ્યાં. નીલામ્બરે કંપિત અંતઃકરણે ઉષારાણીને સંબોધીને દૂર રસ્તાપર કંઈ બતાવ્યું. ઉષારાણીએ જોયું કે નજીકમાં ભોઈ લોકોની પીઠપર વહન કરતી કેટલીક પાલખીઓ નગરની અંદર પ્રવેશ કરે છે; તેમાંની ત્રણ પાલખીઓ રાજમહાલય તરફ આવતી હોય, એમ જણાય છે. તેમાં જે સૌથી મોટી છે, તે નાના પ્રકારની કળાકૌશલ્યથી ભરપુર અને નીલવર્ણા કપડાથી ઢાંકેલી છે. દીપમાળાના ઉજ્જ્વલ પ્રકાશમાં તે પાલખી દૂરથી અત્યંત ચળકાટ મારતી જણાય છે. કમતેશ્વરે તે પાલખી તરફ દૃષ્ટિ કરીને ઉષારાણીને સંબોધીને કહ્યુંઃ "રાણી ! જુઓ—"

"શું નાથ ?"

"આ જુઓ. દૂરથી નીલા રંગના કપડાથી ઢાંકેલી પાલખી આવે છે. હું ધારૂં છું કે ગૌડેશ્વરી એ પાલખીની અંદર જ હશે."

ઉષારાણીએ તે પાલખી જોઇ કે તુરત જ કોણ જાણે શાથી તેનું હૃદય એકાએક કંપી ઉઠયું. તેણે ઉદાસ દૃષ્ટિથી પુનઃ સ્વામીના મુખ સામે જોયું. તે વખતે મ્લાન જ્યોત્સ્ના વધારે મલીન થઇ જતી હતી અને અંધકાર આવીને પૃથ્વી ઉપર વધારે ભયંકરતા ફેલાવતો હતો. આકાશમાં એક બે વાદળાંઓ ચડી આવવાથી એક પછી એક

એમ સઘળા તારાઓ અદૃશ્ય થઇ જતા હતા. રાજા નીલામ્બર આ અંધકારને લીધે પોતાની પત્નીના મુખનો ભાવ જોઈ શકયો નહિ. તે બીજી વાર પત્નીને સંબોધીને બોલ્યો : “ રાણી ! ”

ઉત્તર મળ્યો : “ નાથ ! ”

“ ત્રણે પાલખીઓ લગભગ રાજમહાલયની તદ્દન પાસે આવી પહોંચી છે; તેથી હવે હું બહાર જઉં છું. ”

“ સ્વામિન્ ! કદાચ ફરીથી આપણો મેળાપ નહિ થાય તો ? ”

“ એમ શું બોલે છે રાણી ? આજ તારા હૃદયમાં આવી અમંગળ આશંકા કેમ ઉત્પન્ન થઈ ! ”

ઉષારાણીએ કરૂણ દૃષ્ટિએ એક વાર સ્વામીના મુખ સામે નજર કરી અને નીરવતાથી થોડીક ક્ષણ અપેક્ષા કરવાની ઈશારત કરી. ઉષારાણી કાંઇક બોલવા જતી હતી, કિન્તુ મુખમાંથી તે વાત સ્પષ્ટ રીતે બહાર નીકળી શકી નહિ. ‘ જો કદિ ફરીથી આપણો મેળાપ નહિ થાય તો ?’ એનું એ વાકય વારંવાર ઉષારાણીને અદૃષ્ટમાંથી કર્ણગોચર થવા લાગ્યું. તેણે સ્વામીના પગની રજ પોતાના મસ્તકપર ચડાવી. રાણીનાં બંને નેત્રોમાંથી ઉષ્ણ અશ્રુબિંદુઓ ખરીને નીલામ્બરના પગ ઉપર પડ્યાં, કિન્તુ તે નીલામ્બરના જોવામાં આવ્યાં નહિ. તે પત્નીને એક પ્રગાઢ ચુંબનનું દાન કરીને બહાર જવાને તૈયાર થયો.

અકસ્માત્ આ શું થયું ? પાલખીઓ રસ્તાના મધ્ય ભાગમાં જ આવી એટલામાં નોબતનો ધ્વનિ એકાએક બંધ કેમ થઇ ગયો ? અને આ વારંવાર ભયસૂચક ધ્વનિથી આકાશ કેમ ગાજી ઉઠ્યું ? વળી આ સાથે સાથે ચારે દિશામાંથી તીવ્ર કોલાહલ શા માટે થાય છે અને આ ભયંકર બૂમો કોણ પાડે છે ? આ બધો ઘોંઘાટ

નીલામ્બરે સ્તંભિત બની જઇને ઉભાં ઉભાં સાંભળ્યો. પછી તેણે અગાશીપરથી કાંઇક જોવાનો પ્રયત્ન કર્યો. ચારે દિશામાં નજર ફેરવીને તેણે જોયું કે અંધકારે ધરણીને ક્યારનીએ ઢાંકી દીધી છે. દરવાજા ઉપરની દીપમાળા પણ બુઝાઇ ગઇ છે. તથાપિ નીલામ્બરના જાણવામાં આ કશું આવ્યું નહિ. તેણે ધાર્યું કે નગરવાસીઓ એકાએક આનંદમાં આવી જઇને આ બધો કોલાહલ કરે છે, કિન્તુ એટલામાં પુનઃ તુરીનો ધ્વનિ થયો. કમતાપુરવાસીઓ જાણી ગયાં કે કોઇ એક ભયંકર વિપત્તિ ઉભી થઇ છે. નીલામ્બર હવે સ્થિર રહી શક્યો નહિ. તે પત્નીને સંબોધીને બોલ્યો : " રાણી ! "

ઉષારાણીએ ઉત્કંઠિત ચિત્તે સ્વામીના મુખ સામે જોયું. નીલામ્બર તો અસ્વાભાવિક ઉત્તેજનપૂર્ણ જણાયો—જાણે તે અત્યંત વ્યાકુળ થઇ ગયો હોય, તેવા સ્વર જણાયો. તે સ્વરથી ઉષારાણીનું હૃદય ભયથી અને દુઃખથી કંપી ઉઠ્યું.

" રાણી ! હવે એક ક્ષણ માત્ર પણ મારાથી વિલંબ કરી શકાશે નહિ. શત્રુના સૈન્યે નગર ઉપર આક્રમણ કર્યું છે. તું બહુ જ સાવધાનતાથી તારા આત્માનું રક્ષણ કરજે. "

નીલામ્બર અત્યંત ઉતાવળે પગલે રાજમહાલય ઉપરથી નીચે ઉતર્યો. ઉષારાણી ઉભી થઇને સજળ નેત્રોવડે પતિની તરફ જોઇ રહી. જ્યારે પતિ દૃષ્ટિમર્યાદાની બહાર જતો રહ્યો, ત્યારે તે નિરાશ થઇને ચૈતન્યરહિત બનીને તે ને તે જ સ્થળે બેસી ગઇ.



# પ્રકરણ ૩૧ મું.

## છાયામૂર્ત્તિ.

કમતારાણીને જ્યારે કિંચિત્ શુદ્ધિ આવી, ત્યારે તેણે જોયું કે આકાશના સઘળા તારાઓ બૂઝાઇ ગયા છે—જમીન અને આકાશ ધૂળથી છવાઈ ગયાં છે. આગ્નેયાસ્ત્રના વારંવાર થતા ભયંકર અવાજોથી, દુ:ખી મનુષ્યોના કરૂણાજનક રોદનધ્વનિથી અને નિરાધાર મનુષ્યોના હૃદયભેદી કાતર ચિત્કારોથી આકાશ હજી ગાજી રહ્યું હતું. અંધકારમય કાળી રાત્રિએ અત્યારે ભયાનક રૂપ ધારણ કર્યું હતું. આ સઘળો પ્રકાર જોઇને નીલામ્બરને માટે ઉષારાણી ઘણું રોદન કરવા લાગી : " હાય ! હાય ! તે ક્યાં ગયા ?"

એટલામાં ઉષારાણી કોઇનો કંઠસ્વર સાંભળીને ઉન્મત્તની માફક એકાએક ઉભી થઇ ગઇ; કિન્તુ વિશેષ કાંઇ પણ તેના સાંભળવામાં આવ્યું નહિ. તે એકદમ ઉતાવળે પગલે છજામાં જઇને ઉભી રહી, એટલે પુનઃ તે સ્વર તેના સાંભળવામાં આવ્યો ! આ વખતે તેણે સ્થિર કર્ણે સાંભળ્યું કે કમતેશ્વર ચિત્કાર કરીને બોલે છે : " રાણી ! રાણી ! હું વિશ્વાસઘાતીના હાથથી કેદ થયો છું. તું તારા ધર્મનું રક્ષણ કરવા માટે વિધર્મીનાં પંજામાંથી—"

નીલામ્બરની સઘળી વાત ઉષારાણીના સાંભળવામાં આવી શકી નહિ. જાણે કોઈ વચમાં હો હો શબ્દ કરીને વિકટ હાસ્ય કરતું હોય, એમ તેને લાગ્યું.

ઉષારાણી શોકથી અત્યંત વ્યાકુળ બની ગઇ. આજે આ માથે આવી પડેલી વિપત્તિમાંથી કોણ તેની રક્ષા કરશે ? તેની સઘળી આશા

માત્ર એક તેના પતિપર હતી, કિન્તુ તે આજ શત્રુના હાથમાં કેદી થઇને પડયો છે. કમતેશ્વરી અશ્રુનો આવેગ રોકી શકી નહિ. તેની આંખો ફાટી જઇને તેમાંથી જળ પડવા લાગ્યું. તે તેની આખી જીંદગીમાં આટલું બધું કદી રડી નહોતી. માત્ર તે એક દિવસે જ રડી હતી કે જે દિવસે કલ્પરૂપનું ખૂન થયું હતું. તે દિવસે તેનું હૃદય આટલું બધું વ્યાકુળ થઇ ગયું હતું. તે આજ કેટલા દિવસની વાત ? તેના પર થઇને કેટલા વાર, કેટલા મહિના અને કેટલી તિથિઓ એક પછી ચાલ્યા ગયાં હતાં! કિન્તુ સ્મૃતિ તેને ભૂલતી નથી. આ પરિવર્તનશીલ જગતમાંથી સઘળું જતું રહે છે—માત્ર એક સ્મૃતિ જતી નથી! કેમ જતી નથી ?

ઉષારાણી રડતી રડતી બેભાન થઇને પડી ગઇ. તે આટલા દિવસ સુધી આવા પ્રકારની કોઇ વિપત્તિની રાહ જોતી હતી. અંતરમાંથી વારંવાર દીર્ઘ નિઃશ્વાસ બહાર કહાડતી હતી. ઉષારાણીનું હૃદય આજે શૂન્ય થઇ ગયું જણાતું હતું. તે હતાશ નયને આકાશ સામે જોઇને કાંઇક વિચાર કરવા લાગી. આકાશમાં કેટલાંક કાળાં વાદળાંઓ છવાઇ ગયાં હતાં. તેઓના પરસ્પર સંઘર્ષણથી એકવાર વિજળીનો ચમકારો પણ થયો. ઉષારાણીના હૃદયમાં કેટલીક ભૂતકાળની વાતોએ જાગ્રત્ થઇને તેને ઉન્માદિની બનાવી મૂકી. વિચાર કરતાં કરતાં તેની બંને આંખો મીંચાઇ જવા આવી. તેને એવું લાગ્યું કે જાણે આકાશ, પૃથ્વી, જળ અને સ્થળ એ સઘળું એક થઇ ગયું છે. એ સઘળાં સ્થળો જોડાઇ જઇને તેમાં ગાઢ અંધકાર છવાઇ રહ્યો છે. ધીમે ધીમે તે સઘળાં સ્થળો જળતરંગોમાં ઘસડાઇ જાય છે. જ્યાં જોઇએ ત્યાં બધે પાણી પાણી થઇ રહેલું જોવામાં આવે છે.

પછી કેટલીક વારે ધીમે ધીમે અંધકાર ઓછો થઇને ઝાંખો પ્રકાશ ફુટી નીકળ્યો છે. તે ઝાંખા પ્રકાશમાં ઉષારાણીએ જોયું કે તેની અંદર એક દીવ્ય મૂર્તિ ઝળહળ પ્રકાશી રહી છે. તે મૂર્તિ જાણે તેની પરિચિત હોય, એમ તેને લાગ્યું. ઉષારાણી ઘણી વાર સુધી તેની સામે જોઈ રહી—જોઇને તે એકાએક કંપી ઉઠી—તેનું હૃદય પણ કંપી ઉઠ્યું. તેણે તેની બંને આંખો બરાબર ઉઘાડીને જોયું તો સન્મુખ તે અંધકારની અંદર તે ક્ષીણ દીવ્ય મૂર્તિ ઉભી છે! તે તેની તરફ સહાનુભૂતિપૂર્ણ નયને જોઇ રહી છે! ઉષારાણીએ પુનઃ આંખો મીંચી વાળી, કિન્તુ નયનમાંથી તે મૂર્તિ દૂર ખસી નહિ. તે એકાએક ભયથી અને વિસ્મયથી બોલી ઉઠી: " કલ્પરૂપ—"

એવા સમયમાં ઉષારાણીના સાંભળવામાં આવ્યું કે રાજમહાલયમાં કોઇનો કોલાહલ ઉત્પન્ન થયો છે. તેને હવે જણાયું કે શત્રુઓએ મહેલમાં પ્રવેશ કર્યો છે. તેઓ જાણે અત્યંત ઉત્સાહમાં આવી જઇને હૃદયમાં દઢતા ધારણ કરીને કોઇ એક આકાંક્ષિત વસ્તુની શોધ કરતા ફરતા હોય, એમ જણાય છે. ઉષારાણીને તે સમજતાં બિલકુલ વિલંબ થયો નહિ. તે કોણ ? તે એકાએક અધીરી બની જઇને બોલી: " કલ્પરૂપ ! કલ્પરૂપ ! જો તમે સાચા હો, તો આજે આ વિપત્તિમાંથી મારી રક્ષા કરો ! "

તે છાયામૂર્ત્તિએ હાથ પહોળા કરીને કમતારાણીને કાંઇક ઇશારત કરી. ઉષારાણી ઉન્મત્તની માફક તે દિશામાં દોડવા લાગી. ત્યાં શું હતું ? કાંઇ પણ નહોતું ! સન્મુખ અને પાછળ માત્ર ઘોરતમ અંધકાર ફેલાએલો હતો. તેણે હતાશ બની જઇને બારીક દૃષ્ટિથી

જોયું—તો એ છજાની બીજી બાજુએ—કિન્તુ તદ્દન નજીક—ઘણુ જ નજીક—પ્રથમની માફક હાથ પહોળા કરીને તે છાયા મૂર્ત્તિ સ્થિર—શાન્ત ભાવથી ઉભી છે ! ઉષારાણી વિષાદપૂર્ણ કંઠે પુનઃ બોલીઃ "કલ્પરૂપ—"

ત્યારપછી હૃદયના એક ભયંકર આઘાતથી જેમ તે બાહ્ય જ્ઞાનશૂન્ય થઇ ગઇ હોય, તેમ તે મૂર્ત્તિને પકડવાને છજા તરફ એકદમ કુદી પડી, કિન્તુ છાયામૂર્ત્તિ ખસી ગઇ !



# પ્રકરણ ૩૨ મું.

## અપકારને બદલે ઉપકાર.

એક વ્યક્તિ તે ભયંકર રાત્રિએ સઘળી અડચણો અને સઘળાં વિઘ્નોની દરકાર કર્યા વિના ઉતાવળે પગલે રાજમહાલય તરફ ચાલી આવતી હતી. તે જ્યારે લગભગ રાજમહાલયની પાસે આવી પહોંચી, ત્યારે સામેની બાજુએ કોઈ એક ભારે વસ્તુના પડવાના અવાજથી તે આવનારી વ્યક્તિ એકાએક ચમકી ગઈ. શેનો ધબકારો થયો—શું પડ્યું, તે સહજમાં તો કશું સમજી શકી નહિ. તેણે આણીગમ તેણીગમ જોઈને પુનઃ ચાલવાનો આરંભ કર્યો; કિન્તુ તુરત જ પગ તળે કાંઇક કોમળ પદાર્થના સ્પર્શનો અનુભવ થવાથી તે વળી ખમચાઇને ઉભી રહી. તોપણ ઘોરતમ અંધકારને લીધે તેના જાણવામાં કશું આવી શક્યું નહિ. એવા સમયમાં પવનની પ્રબળ લહરી આવવાથી આકાશમાં એકત્ર થએલાં વાદળાં એકાએક વિખરાઈ ગયાં અને તારાઓનો ઝાંખો પ્રકાશ આવવા લાગ્યો. તે ઝાંખા પ્રકાશમાં આગંતુક વ્યક્તિએ જોયું કે સન્મુખ કોઇનો મૃતદેહ પડેલો છે. વધારે બારીકાઈથી તપાસ કરતાં માલમ પડ્યું કે મૃતદેહ કોઇ અતુલ સ્વરૂપવતી—નવયૌવના સ્ત્રીનો છે. દેહ તદ્દન ઠંડો અને સ્થિર—નિસ્પંદ છે. તેના અતિ મનોહર—સુકોમળ કેશ આગંતુક વ્યક્તિના પગને અડકેલા છે. એક ક્ષણને માટે આગંતુક વ્યક્તિ વિચારમાં પડી ગઈ. હૃદયમાં કોઈ એક તીવ્ર વેદનાનો અનુભવ થવા લાગ્યો. થોડી વાર સુધી વિચાર કર્યા પછી શત્રુના નિર્દય સૈનિકોના ભયથી તેણે ધીમે ધીમે તે મૃતદેહને ઉંચકીને કોઇ એક નિર્ભૃત સ્થાનમાં મૂકી દીધો.

ત્યારપછી પુનઃ અત્યંત ઉતાવળે પગલે રાજમહાલયની સન્મુખ આ-વીને તે વ્યક્તિ ઉભી રહી.

સુલતાન હુસેન શાહે જે સત્તરી પાલખીઓને શણગારીને કમતાપુરમાં મોકલી હતી, તેમાંની એકમાં ગૌડેશ્વરી આવી નહોતી. તે સઘળીમાં બબ્બે ત્રણ ત્રણ હથિયારબંધ સૈનિકો છુપાઇ રહ્યા હતા. જે ત્રણ પાલખીઓને અતિશય શણગારવામાં આવી હતી અને જેમાં ગૌડેશ્વરી હોવાની સર્વની ધારણા હતી તથા જે ત્રણને રાજમહાલય તરફ લાવવામાં આવતી હતી તે પાલખીઓ નહોતી—લોહપિંજર હતાં. કોને કોને માટે એ ત્રણ પિંજરાંઓ લાવવામાં આવ્યાં હતાં, તે કાંઇ કહી શકાતું નથી. કિન્તુ તેઓમાંના એકની અંદર રાજા નીલામ્બરને આજે અસહાય અવસ્થામાં કેદી તરીકે પૂરવામાં આવ્યો હતો. *આજે તેના મનમાં જે વિચારો અને જે ચિન્તાઓ ઉભરાઇ નીકળી હતી, તેનો ક્યાંય આદિ કે અંત નહોતો. તેના અંતઃકરણમાં આજે વિચારોનું ભારે તોફાન મચી રહ્યું હતું. હાય ! વિશ્વાસઘાતી સુલતાન ! શું તારી આવી જ ચતુરાઇ ? શું તારૂં આવું જ બળ ? તું આટલો બધો કાપુરૂષ છે, એવો મને કદિ સંકલ્પ પણ થયો નહોતો ! ધિક્કાર છે તને ! સેંકડો વાર ફિટકાર છે તને ! છલના કરીને મને તેં પરાસ્ત કર્યો ! પણ શું કરૂં ? હવે કશો ઉપાય રહ્યો નથી! આ પ્રમાણે નાના પ્રકારના પરસ્પર વિરોધી ચિન્તારૂપી તરં-

*Some armed men were introduced into the city in litters and with their aid the city was captured. Nilamber was taken prisoner and put in an iron cage to be taken to Gauda, but he made his escape.

—*Blochman, F. A. S. B., 1872, P. 79 & 336.*

ગોમાં જ્યારે તે મુગ્ધ બની ગયો હતો, ત્યારે પેલી આગંતુક વ્યક્તિએ તેને બોલાવ્યો: " મહારાજ ! "

**નીલામ્બર**ના કર્ણમાં તે શબ્દે પ્રવેશ કર્યો. તેણે મૃદુ સ્વરે ઉત્તર આપ્યો: " કોણ ? સેનાપતિ ?–"

આગંતુકે કશો ઉત્તર આપ્યો નહિ. **નીલામ્બર** પણ મૌન રહ્યો. કેટલીક ક્ષણ પછી આગંતુકે પુનઃ બોલાવ્યો: " કમતેશ્વર ! "

**નીલામ્બરે** જાણ્યું કે સ્વર પરિચિત છે, કિન્તુ તે સ્વર હાલમાં ઘણા દિવસથી શ્રવણગોચર થયો નથી. તેણે અત્યંત વિસ્મય પામીને પ્રશ્ન કર્યો: " કોણ ? રાજ–સચિવ ? "

ઉત્તર મળ્યો : " ના. "

" ત્યારે કોણ એ ? "

" રાજદ્રોહી–વિશ્વાસઘાતક–"

આગંતુક વ્યક્તિ **વિશ્વરૂપ** પોતે જ છે. બોલતાં બોલતાં વિશ્વરૂપનો કંઠ અવરુદ્ધ બની ગયો. **નીલામ્બર**ના જાણવામાં તે આવી ગયું. તેણે એક વાર મંદ હાસ્ય કર્યું–કિન્તુ તે હાસ્ય અત્યંત ક્ષીણ અને નિરાશજનક હતું. ત્યારપછી વિશ્વરૂપને સંબોધીને તે બોલ્યો : " મંત્રીશ્વર. "

" શું કમતેશ્વર ? "

" મેં કરેલી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત શું થઇ ચૂક્યું છે કે ? "

" ના. "

વિશ્વરૂપનો આ પ્રત્યુત્તર સાંભળીને **નીલામ્બર**ના હૃદયમાંથી એક ઉષ્ણ દીર્ઘ નિઃશ્વાસ નીકળી પડ્યો. તેણે પ્રશ્ન કર્યો : " ત્યારે હવે શું કરવું જોઇશે ? "

"રાજન્! જો કદિ મુસલમાનના હાથમાં કેદી તરીકે રહેવાની ઇચ્છા ન હોય, તો આ ને આ ક્ષણે—આ ને આ મુહૂર્ત્તે—મારી સાથે તમારે આવવું પડશે. આપણે ઉભય મહાપાપી છીએ. ઉભયને એકી સાથે પ્રાયશ્ચિત્ત કરવાની જરૂર છે. ચાલોને, જલ્દી પિંજરાની બહાર નીકળોને, હજી પણ સમય છે. કિન્તુ જો હવે કિંચિત્ પણ વિલંબ કરશો, તો આપને આખી જીંદગી સુધી ગૌડના કારાગારમાં સડવું પડશે, એવો સુલતાનનો કઠોર હુકમ છે."

**વિશ્વરૂપ**ની આ વાત સાંભળતાં જ **નીલામ્બર**નું હૃદય એકાએક શુષ્ક બની ગયું. જોકે તે મૃત્યુથી અત્યારે ડરતો નહોતો એ વાત ખરી, કિન્તુ શત્રુના હાથમાં કેદી તરીકે રહીને લાંછિત જીવન ધારણ કરવાનું તે અંતઃકરણથી ધિક્કારતો હતો.

**નીલામ્બર**ને મૌન રહેલો જોઇને **વિશ્વરૂપ** અધીરો બની ગયો. તે સમયે ઉભયના સાંભળવામાં આવ્યું કે ગૌડીય સેનાના થતા વારંવાર જયધ્વનિથી આકાશ ગર્જી રહ્યું છે. તેઓએ સંપૂર્ણ રીતે નગરને તાબે કરી લીધું છે. **વિશ્વરૂપ** વ્યાકુળ કંઠે બોલ્યો: "કમતેશ્વર! હવે શું કરીશું? આ સાંભળો વિજય પામેલી ગૌડીય સેનાના ઉલ્લાસપૂર્ણ જયધ્વનિ થાય છે! હવે એક ક્ષણ માત્ર વિલંબ કરવાનો સમય નથી."

ક્ષીણ કંઠે **નીલામ્બરે** ઉત્તર આપ્યો: "હું પિંજરામાં પુરાએલો છું, તેમાંથી શી રીતે નીકળી શકું, સચિવ?!"

"મેં તેનો ઉપાય કર્યો છે રાજન્!"

એમ બોલીને **વિશ્વરૂપે** જરા પણ વિલંબ નહિ કરતાં લોહપિંજરનું દ્વાર એકદમ ઉઘાડી નાંખ્યું. **નીલામ્બરે** પિંજરામાંથી બહાર નીકળીને એક વાર પ્રશ્ન કર્યો: "રાણી ક્યાં છે?"

વિશ્વરૂપે તેને આગળ બોલતો અટકાવીને કહ્યું: " આ લોકમાં હવે તેના મેળાપની આશા રાખશો નહિ."

ત્યારપછી નીલામ્બરને લઇને તે ભયંકર રાત્રિના ઘોરતમ અંધકારમાં એકદમ ઉતાવળે પગલે કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઈ ગયો !

* * * *

તે દિવસે–તે રાત્રિનું ભયંકર તોફાન શાન્ત થયા પછી મુસલમાન સૈનિકો જ્યારે વિજયની ફરકતી ધ્વજા લઇને ઉલ્લાસપૂર્ણ હૃદયે રાજમહાલયમાં આવી પહોંચ્યા, ત્યારે તેઓએ વિસ્મયપૂર્ણ નેત્રે જોયું કે પિંજર ખાલી પડ્યું છે અને નીલામ્બર પલાયન કરી ગયો છે ! માર્ગ દર્શાવનાર સંન્યાસી પણ ક્યાંય જોવામાં આવતો નથી !! મહેલના છજ્જાની નીચે–ભોંયતળીયે ધૂળમાં ઉષારાણીનો મૃતદેહ પડેલો છે !!!

કમતાપુરની હિંદુ પ્રજાએ રાણીના દેહનો ચંદનની ચિંતામાં અગ્નિસંસ્કાર કર્યો તે ચિતાના ધૂમ્રથી આચ્છાદિત થએલું આકાશ નીલામ્બરે હિમાલયની ટેકરીઓમાંથી જોયું ત્યારે તેના હૃદયમાં કેવા સ્મૃતિતરંગો ઉછળ્યા હશે તેની કલ્પના, પ્રિય વાંચક ! તું પોતે જ કર !



# પુંજાલાલ ભગવાનદાસ પારેખ.

## બુકસેલર અને પબ્લીશર.

## વઢવાણ સીટી.

---

## ઉદ્દેશ અને નિયમો.

ગુજરાતી ભાષામાં સારું વાંચન ફેલાવવું અને પ્રસિદ્ધ કરવું એ અમારો મુખ્ય ઉદ્દેશ છે. એ ઉદ્દેશમાં સહાય કરવાના હેતુથી જે લેખકો અમોને ધર્મ, નીતિ, નવલકથા, ઇતિહાસ વગેરેને લગતાં પુસ્તકો લખી મોકલશે, તેઓને તેઓના લખાણની ઉત્તમતાના પ્રમાણમાં બદલો આપવામાં આવશે, માટે લેખકોએ પત્રવ્યવહારથી અમોને તેઓની ઇચ્છા જણાવવી.

બહાર પડેલાં અને નવાં બહાર પડતાં પુસ્તકો જેમ બને તેમ સસ્તાં ફેલાવવાં, એવા હેતુથી મોટા પ્રમાણમાં પુસ્તકો ખરીદી લઇને મૂળ કરતાં ઓછી કીંમતે પુસ્તકો વેચવાં, કોઇ વાર અમુક કીંમતનાં પુસ્તકો લેનારને અમુક પુસ્તકો ભેટ આપવાં અથવા કોઇવાર વિના પોસ્ટેજે ગ્રાહકોને પુસ્તકો પહોંચાડવાં, એ પણ અમારો ઉદ્દેશ છે. ગ્રાહકોને આ પ્રકારનો લાભ આપવાનું જણાવનારાં સૂચિપત્રો અમારી તરફથી વારંવાર બહાર પડતાં રહેશે.

પુસ્તકો વી. પી. થી અથવા રેલ્વે પાર્સલ કરી રસીદ વી. પી. થી મોકલવામાં આવશે. જથાબંધ લેનારને યોગ્ય કમિશન કાપી આપવામાં આવશે.

આ લીસ્ટમાં જણાવ્યા સિવાયનાં બીજાં અનેક તરેહનાં પુસ્તકો અમારી પાસેથી મળશે.

# પ્રમોદા અને દિલેર દિલારામ.

## ( ઐતિહાસિક નવલકથા. )

### લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ.

ગુજરાતના ઇતિહાસને લગતી આ એક નવલકથા છે. સામાન્ય ઇતિહાસ એવો છે કે કરણની રાણી કમળાદેવી અને તેની પુત્રી દેવળદેવી કરણની પડતી આવતાં બાદશાહ અલાઉદ્દીનને તાબે થઇને તેના ઝનાનામાં રહી હતી, પરંતુ આ કથામાં એવું દર્શાવવામાં આવ્યું છે કે અલાઉદ્દીનના ઝનાનામાં રહેલી સ્ત્રીઓ ખરી કમળાદેવી અને દેવળદેવી નહોતી પણ બે વેશધારી મુસલમાન માતા અને પુત્રી હતાં કે જેમને કમળાદેવી અને દેવળદેવીનો વેશ પહેરાવીને મોકલવામાં આવ્યાં હતાં. આ મુસલમાન સ્ત્રીઓ દિલારામ અને તેની પુત્રી લાલાં હતી. ખરી કમળાદેવીને કરણની સાથે સતી થએલી દર્શાવવામાં આવી છે. પૃષ્ઠ ૧૫૦, ઉંચા કાગળ, પાકું પુંઠું. **મૂલ્ય ૧૪ આના.**

# પાપ અને પશ્ચાત્તાપ—ભાગ ૧ લો તથા ૨ જો.

### લેખકઃ—ઉદ્ધવજી તુલસીદાસ તન્ના.

આ પુસ્તક માટે સાક્ષર શ્રી રણછોડભાઇ ઉદયરામ, ભાવનગરના દીવાન રા. મોરારજી આણંદજી તન્ના, મુંબઇ સ્મોલકોઝ કોર્ટના જડજ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મી. હાજીમહમદ અલારખીઆ શીવજી વગેરે વિદ્વાનોના ઉંચા અભિપ્રાયો મળેલા છે. શ્રીયુત રણછોડભાઇ લખે છે કે "પ્રાણપ્રિયા, પ્રાણપ્રિયના લેહકાવાળા ઉછાંછળાં ટાયલાંવાળી કથા યુવકોનાં મન વિહ્વલ કરે. તેમનાં કુમળાં મગજને આડે માર્ગે દોરે; તે કરતાં આવી કહાણી પ્રશંસનીય ગણી શકાય." બન્ને ભાગ, પાકા પુંઠાં, પૃષ્ટ સંખ્યા ૪૦૦. કીં. રૂ. ૧–૮–૦.

પ્રત્યેક સ્ત્રી પુરૂષે મનન કરવાયોગ્ય ગૃહસંસારની
શિખામણોનો અપૂર્વ ગ્રંથ.

## નવ-દંપતીને શિખામણ.

**( સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ. )**

પૃષ્ટ ૩૦૬, પાકું સોનેરી પૂંઠું, મૂલ્ય રૂ. ૧ાા.

અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત, કુટેવો, વિહારનો અતિયોગ, સ્ત્રીઓની આરોગ્ય સંબંધી અણસમજ, વાંઝીયાપણું, જુવાન. વયમાં થતાં અનેક ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ અને બાળકની માવજત સંબંધી અજ્ઞાન ઇત્યાદિ કારણોને લીધે અનેક નવદંપતીઓનો ગૃહસ્થાશ્રમ જીવતાં નરકાવાસ ભોગવવા જેવો દુઃખજનક જણાઇ આવે છે. નવદંપતીઓ પોતાના ગૃહસ્થાશ્રમના પ્રારંભથી જ અને બીજા " ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો " એ કહેવત પ્રમાણે સવેળા જો કેટલીક ઉપયોગી શિખામણો મેળવી લે તો તેઓ પોતાનું ભવિષ્ય સુખમાં વ્યતીત કરે, એટલુંજ નહિ પણ સંસારમાં તેઓ નબળાઇ, હીસ્ટીરિયા, વાંઝીયાપણું, દુર્બળ અને રોગીષ્ઠ સંતાનો ઇત્યાદિ દોષોથી સંતાપ પામ્યા કરે છે તે સત્વર દૂર થવા પામે. આવી સર્વ પ્રકારની શિખામણો, આહાર વિહારના સ્પષ્ટ નિયમો, દર્દોનાં લક્ષણો અને તેની સમજ, દર્દોના ઘરગથ્થુ ઉપાયો વગેરે બધા વિષયો આ પુસ્તકમાં બે સ્ત્રીઓના સંવાદરૂપે સરલ ભાષામાં, સ્પષ્ટ સમજુતી સાથે આપેલા છે. તેમાં આપેલા ઉપાયો નાના ગામડામાં પણ કરી શકાય તેવા છે.

**કમળાદેવી**—ઐતિહાસિક નવલકથા. લે. ત્ર્યંબકલાલ જીવરાજ જોશી. આ નવલકથા વીર, કરૂણા, શૃંગાર આદિ રસનો ભંડાર છે. પાકું સોનેરી પુંઠું રૉયલ સોળપેજી પૃષ્ટ સંખ્યા ૪૦૦ કી. રૂ. ૧—૮—૦

# સુધરેલી સંગીતા.

## ( સાંસારિક નવલકથા. )

### લેખકઃ—ચુનીલાલ વર્ધમાન શાહ.

આજકાલ 'સુધારો' એ નામ એટલું બધું વાયડું બની ગયું છે કે હરકોઇ સાંસારિક કે સામાજિક બગાડાનેજ સુધારાનું નામ આપવામાં આવે છે! આ સુધારો વાસ્તવિક સુધારો નહિ પણ નામધારી સુધારો કહેવાય. તેવા સુધારામાં ફસાએલાં સ્ત્રી પુરૂષોની સંસારમાં કેવી દુર્દશા થાય છે, હદ ઉપરાંત છૂટમાં ઉછરેલી છોકરીઓ કેવાં અનિષ્ટ પરિણામો લાવનારી નીવડે છે, તે બતાવવાની સાથે આ કથામાં એક કેળવાયલા અને સુશીલ યુવકની શી ફરજો છે, સંસારમાં તેનું જીવન કેવું હોવું જોઇએ તથા મર્યાદાશીલ યુવતીઓએ કેવી રીતે વર્તવું જોઇએ તે પણ વાર્તાના રસમાં આબેહુબ રીતે દર્શાવવામાં આવ્યું છે. વાર્તાનો રસ એટલો તો ઝમકદાર છે કે એક પ્રકરણ વાંચ્યા પછી બીજું પ્રકરણ વાંચવાની ઇચ્છા સ્વાભાવિક રીતેજ સ્ફુરી આવ્યા વિના રહેતી નથી. સુધરેલાઓના સંસારનું અને સુશીલ દંપતીઓના સંસારનું ચિત્ર બોધક શૈલીથી ચિત્રવામાં આવ્યું છે. પૃષ્ટ ૩૦૦, ઉંચા કાગળ, પાકું સોનેરી પુઠું. કિં. રૂ. ૧।

# નૂતન હુન્નર સાગર.

## ( આવૃત્તિ ૨ જી. )

### લેખક—વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ ગોર.

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોને આધારે આ પુસ્તકમાં વિવિધ હુન્નરોના સંબંધમાં વિવેચનપૂર્વક માહિતી આપેલી હોવાથી સાધારણ બુદ્ધિવાળો મનુષ્ય પણ આ પુસ્તક વાંચીને હુન્નરનું જ્ઞાન

મેળવી શકે છે. આ પુસ્તકમાં મીણબત્તીઓ, જાત જાતના સાબુ, વિવિધ પ્રકારના વારનીશ, જુદી જુદી જાતના સીમેન્ટો, ખેતીવાડી અને જમીન પરીક્ષા, બટનો, કાચ કામ, લાખ, ચામડાં, તેલ, અત્તરો, અર્કો, દવાઓ, મલમો આદિના લગભગ ૧૩૦૦ જાતના પ્રયોગો આપવામાં આવ્યા છે. શિખાઉ અને સામાન્ય બુદ્ધિના માણસ માટે આ પુસ્તક ખાસ ઉપયોગી છે. આ પુસ્તકનો અભ્યાસી ટુંકી મૂડીમાં સારો નફો મેળવી શકે છે. ગ્લેઝડ કાગળ, પાકું સોનેરી પુંઠું, રોયલ બારપેજી પૃષ્ટ સંખ્યા ૩૫૦ કીમત રૂ. ૨–૦–૦.

# કામરૂ દેશની કુટિલ કામિની.

## ( સચિત્ર ડિટેકટીવ વાર્તા. )

### લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ.

'મનોરમા' નામની જાદુઇ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની ખૂનો કરીને એક સ્ત્રીની સઘળી મીલકત પચાવી પાડે છે અને દેવેન્દ્રનાથ નામનો ચતુર ડીટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. મનોરમા દેવેન્દ્રને હંફાવે છે અને તેને આપત્તિમાં ફસાવવાને અનેક પ્રયત્નો કરે છે પરન્તુ તે તેમાં ફસાતો નથી. મનોરમા કે જેનું ખરૂં નામ જુમેલિયા છે તે આત્મઘાત કરે છે. તેને કબરમાં દાટવામાં આવે છે, પરન્તુ પુનઃ તેમાંથી તે જીવતી થાય છે અને ઘણા માણસોનાં ખૂન કરે છે! છતાં દેવેન્દ્ર પોતાની ખંત અને બહાદુરીથી તેને મારી નાંખે છે અને નામ મેળવે છે. આખી વાર્તા ચમત્કારોથી ભરપૂર છે અને વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે. વાર્તાના કેટલાક પ્રસંગોનાં ફોટોગ્રાફિક ચિત્રો ચતુર આર્ટિસ્ટને હાથે તૈયાર કરાવીને ખાસ આપવામાં આવ્યાં છે. પૃષ્ઠ લગભગ ૨૫૦, ઉંચા કાગળ, સુંદર પાકું પૂઠું. મૂલ્ય રૂ. ૧I સુંદર ફોટોગ્રાફીક ચિત્રો.

# વ્યાપાર શિક્ષક.

## પ્રયોજક—વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.

'વ્યાપારની ઉન્નતિ સિવાય દેશની ઉન્નતિ નથી' એમ માત્ર મોઢેથી બોલ્યા કરવામાં ફળ નથી. તે માટે વ્યાપારની ખીલવણી કરવાને કમર કસવી જોઇએ. પરંતુ વ્યાપાર સંબંધી જ્ઞાન અને અનુભવ મેળવ્યા વગર વ્યાપારના વિશાળ સમુદ્રમાં નાવ ઝુકાવવું એ સલાહકારક નથી. આ 'વ્યાપાર શિક્ષક' વ્યાપાર સંબંધી ઉપયોગી શિક્ષણ આપે છે. તેમાં ત્રણ ભાગમાં લગભગ ૪૦૦ વિષયો દાખલ કરવામાં આવ્યા છે. પહેલા ભાગમાં વ્યાપારી પદ્ધતિ વિષે કેટલાક ઉપયોગી લેખો અને દૃષ્ટાન્તો આપ્યા છે. બીજા ભાગમાં ખેતીવાડીના ઉદ્યોગ સંબંધી અને ત્રીજા ભાગમાં ખનિજ આદિ ઔદ્યોગિક સંપત્તિ સંબંધી વિષયો આપ્યા છે. પાકું ફેનસી પુંઠું, ઉંચા કાગળ, પૃષ્ટ સંખ્યા ૫૨૦ કી. ફક્ત રૂ. ૧-૮-૦.

# ભાગ્યચક્રનો મહામંત્ર.

### બોધદાયક સચિત્ર નવલકથા

### લેખક:—ચુનીલાલ વર્ધમાન શાહ.

મૂલ્ય રૂ. ૧ા, વી. પી. પોસ્ટેજ ૩ આના વધારે. પૃષ્ટ ૩૫૦ ઉંચા ગ્લેજ કાગળ, સોનેરી પાકું પૂંઠું, ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો.

દુર્ભાગ્યના ચક્રમાં અટવાએલો અને સંસારમાં માતાપિતાથી હીન બની ગએલો એક નવયુવક એકાએક પોતાનું ધન ગુમાવીને નિર્ધન બને છે, અને ધનિકતાને જ મનુષ્યની લાયકી સમજનાર એક કેળવાએલો જુવાન પોતાની ભગિની કે જે તે નિર્ધન યુવકની પ્રિયતમા

હતી તેની સાથેનો વિવાહ તોડી નાંખી પ્રિયતમ—પ્રિયતમાના વિશુદ્ધ પ્રેમ ઉપર કાતિલ છુરીનો ઘા કરે છે! એ ઘાની વેદના વેઠતાં એ બન્ને પાત્રો ત્યારપછી જીવનની જે જે કસોટીઓપર ચડે છે અને એક દુષ્ટ જનના કાવતરાથી તેઓને શિરે જે આપત્તિઓનો વરસાદ વરસે છે તેનું ચિત્ર વાચકના હૃદયને દ્રવીભૂત કરી નાંખે છે. એ કાવતરાથી નાયિકાના પિતાનું ખૂન થાય છે અને એ ખૂનના કાવતરાની શોધમાં એક ચતુર ડિટેકટીવ જે ભૂલથાપમાં પડે છે અને છેવટસુધી ગુન્હેગારને શોધી શકતો નથી તે વસ્તુસંકલના અદ્ભુત છે.

# આસામ પર હલ્લો.

## ( સચિત્ર ઐતિહાસિક નવલકથા. )

### લેખક—મણિલાલ જેઠાલાલ વ્યાસ.

આસામના રાજા નીલામ્બરે પોતાની સ્ત્રી ઉષારાણી અને પ્રધાનપુત્ર કલ્પરૂપ વચ્ચેના અનિષ્ટ સંબંધના વ્હેમ માત્રથી કલ્પરૂપનો ઘાત કરવાનું જે દુષ્ટ કૃત્ય કર્યું હતું તે કૃત્ય આસામ ઉપર ભયાનક આફત લાવનારૂં થઇ પડયું હતું અને તેમાં નીલામ્બરની ભારે ખુવારી થઇ હતી. આ કથામાં કલ્પરૂપ અને તેના પિતા વિશ્વરૂપનું પવિત્ર જીવન, કલ્પરૂપની સાધ્વી સ્ત્રીની પતિસેવા, અને છેવટે છંછેડાએલા વિશ્વરૂપની વૈરાંધતા બહુજ ઉપદેશક પ્રસંગો પૂરા પાડે છે. કથા અત્યંત રસિક છે અને તેમાં સુંદર ચિત્રો પણ આપેલાં છે. આસામના ઇતિહાસની આ નવલકથા ગુજરાતી ભાષામાં પડેલ વહેલીજ છે. પૃષ્ઠ લગભગ ૧૫૦, ઉંચા કાગળ, સુંદર પાકું પૂંઠું. મૂલ્ય ૧૪ આના. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો.

# રાજસ્થાન.

( મેહાન્ કર્નલ ટ્રાડના અંગ્રેજી ગ્રંથનું ગુજરાતી ભાષાંતર. ભા. ૧ લો તથા ૨ જો. ભાષાંતરકાર સ્વ. ભગુભાઇ ફતેહચંદ કારભારી. ) રાજપૂતસ્થાનના શૂરવીર રાજપૂતોના અદ્દભુત પરાક્રમોનું, તેમના રીતિ રીવાજ, રાજ્યબંધારણ, ભૌગોલિક સ્થિતિ આદિ ઉપયોગી ઐતિહાસિક બાબતોનું ઉત્તમ પ્રકારે વિવરણ, આ બૃહદ્ ગ્રંથમાં કરવામાં આવેલ છે. મૂળ ગ્રંથના જુદી જુદી ઘણી ભાષાઓમાં ભાષાંતર થયાં છે. ગુજરાતી ભાષામાં આ ભાષાંતર પહેલું છે. તેમાં મૂળ લેખકનો હેતુ લક્ષમાં રાખીને આવશ્યક તમામ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. બન્ને ભાગો એકી સાથે બાંધવામાં આવ્યા છે. પાકું પુંઠું, ઉંચા કાગળ, મોટા કદનાં ૧૦૦૦ પૃષ્ટ. બન્ને ભાગની મુળ કીં. રૂ. ૧૦–૦–૦ ઘટાડેલી કી. રૂ, ૫–૦–૦.

# શ્રી હઠયોગ પ્રદીપિકા.

કર્ત્તા–વેદાંત કવિ હીરાલાલ જાદવરાય બુચ. મુળ સંસ્કૃત શ્લોકો સાથે ગુજરાતી ટીકા, વિવેચન સહિત આ ગ્રંથ પ્રકટ કરવામાં આવ્યો છે. તેમાં હઠયોગ સંબંધી અનેક પ્રકારનાં ગૂઢ રહસ્યોનું સ્ફોટન કર્યું છે. જુદાં જુદાં આસનો, પ્રાણાયામની ક્રિયાઓ, રાજયોગ, દશ મહામુદ્રાઓ, શરીરના અંતર્ભાગિની શુદ્ધિ માટે નેતિ, ધૌતિ, બસ્તિ, નૌલિ, કપાલભાતિ વગેરે ક્રિયા, સમાધિ પ્રકરણ ઇત્યાદિ સરલ અને સ્પષ્ટ ભાષામાં સમજાવવામાં આવ્યાં છે. યોગ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર માટે આ ગ્રંથ ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે. પાકું સોનેરી પુંઠું, ઉંચા કાગળ, મોટા કદનાં ૪૫૦ પાનાં. કી. રૂ. ૨—૦—૦

એક અત્યુત્તમ સ્ત્રીઉપયોગી આદર્શ નવલકથા.
સુપ્રસિદ્ધ બંગ નવલકથાકાર ,
સ્વર્ગસ્થ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની કથાનો
ગુજરાતી અનુવાદ.

# મૃણાલિની.

અનુવાદક—કવિ બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ.

સ્વ. બંકિમચંદ્રનું નામ જ આ નવલકથાની અત્યુત્તમતા સિદ્ધ કરવાને માટે પૂરતું છે. તેમની બંગાળી નવલકથાનો ગુજરાતીમાં સફળ અનુવાદ શ્રીયુત બાલકવિએ કર્યો છે. આ નવલકથાનું વસ્તુ હૃદયંગમ અને સ્ત્રીઓને માટે ખાસ ઉપયોગી છે. સાક્ષર શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા બી. એ. આ ગુર્જર અનુવાદના સંબંધમાં લખે છે કે " મૃણાલિની સરખી પરમ સાધ્વી, પતિવ્રતા, દૃઢ પ્રેમી, આત્મભોગ આપનારી, દુ:ખને ન ગણકારનારી સ્ત્રીનું ચરિત્ર સ્ત્રીમંડળ પાસે મૂકી આપે ( અનુવાદકે ) તેની સન્મુખ જે નવું આદર્શ ખડું કર્યું છે તે માટે આપનો ખરેખરો ઉપકાર માનવો જોઇએ. "

દરેક ગૃહમાં આ નવલકથા હોવાની ખાસ આવશ્યકતા છે. ગ્લેઝડ કાગળ. પૃષ્ઠ સંખ્યા ૧૯૨. મજબુત પુંઠું કીં. રૂ. ૧-૦-૦

**સત્યભામા**—( પાંચ અંકી સચિત્ર નાટક ) આ નાટકને પાંચ અંકમાં વિભક્ત કરવામાં આવ્યું છે, જેમાં અનુક્રમે પ્રેમાંકુર, પ્રેમવિકાસ, પ્રેમપ્રકાશ, પ્રેમ પરીક્ષણ અને પ્રેમની પરિસીમાનું પ્રતિપાદન કરી શુદ્ધ પ્રેમનો આદર્શ ખડો કરવામાં આવ્યો છે. રોયલ સોળ પેજી પૃષ્ટ સંખ્યા ૨૪૦ કી. રૂ. ૧—૦—૦

### અસાર સંસારરૂપી કષ્ટાબ્ધીમાંથી પાર ઉતરી આનંદ કીનારે પહોંચાડનાર દિવ્ય નૌકા

# આનંદશાસ્ત્ર.

લેખક—ડૉ. ગોપાલજી પ્રયાગજી કોઠારી.

આપણા દેશમાં અજ્ઞાનતાની વૃદ્ધિ, રૂઢીયોનું પ્રાબલ્ય અને સાહિત્યની ખામી ઇત્યાદિ કારણોને લેઇને 'દુઃખ' એ એક સહજ વાત થઇ પડી છે. તે દુઃખ ટાળવાનો તથા ખરો આનંદ પ્રાપ્ત કરવાનો અમૂલ્ય માર્ગ આ ગ્રંથમાં દર્શાવવામાં આવ્યો છે. આ ગ્રંથમાં સમાવેલા વિષયોની અનુક્રમણિકા નીચે આપવામાં આવી છે. તે ઉપરથીજ તેની ઉપયોગિતા જણાઇ આવશેઃ—(૧) આનંદ તે શું ?—સંતોષ—પૈસો—પુત્ર—પ્રાણ—આબરૂ—સુખ. (૨) દુઃખનું સ્વરૂપ. (૩) દુઃખના ઉપાયો. (૪) આરોગ્ય—હવા—પાણી—ખોરાક—અજવાળું—કસરત—સ્વચ્છતા—આરામ—માદક પદાર્થો. (૫) આનંદ પ્રાપ્ત કરવાના સીધા અને સરળ ઉપાયો. (૬) દુઃખ દૂર કરવા માટે પાડવી જોઇતી કેટલીક ટેવો. (૭) આનંદ પ્રાપ્ત કરતાં વિઘ્ન કરનારી કેટલીક રૂઢીયો. (૮) મનુષ્ય તે શું જેવી તેવી ચીજ છે કે તે દુઃખી થઇ શકે ? (૯) ઉપસંહાર.

રોયલ સોળ પેજી, ગ્લેઝડ કાગળ. પૃષ્ઠ સંખ્યા ૨૧૮. સોનેરી પાકું પુઠું. કીંમત રૂ. ૦—૮—૦.

**મનુસ્મૃતિ**—ભાષ્યકાર—પંડિત મણીશંકર પ્રાણશંકર શર્મા. આ પુસ્તકમાં મૂળ શ્લોક સાથે ટીકા સરલ ગુજરાતીમાં આપવામાં આવી છે. ઉંચા કાગળ. પાકું પુંઠું. મોટા કદનાં ૪૦૦ પૃષ્ટ. કી. રૂ. ૧—૮—૦.

# લક્ષ્મી-કાન્ત.

## અપૂર્વ રહસ્યમય મૂળોત્પાદક નવલકથા.

### લેખક—રણછોડલાલ હરિલાલ ભટ્ટ.

આ એક સાંસારિક સ્વતંત્ર નવલકથા છે. આપણે જાપાનના ઉત્કર્ષની વાતોથી રાચીએ છીએ, અમેરિકા, ઇંગ્લાંડાદિ પાશ્ચાત્ય દેશોનો ગૃહસંસાર, સામાજીક બંધારણ, સુધારો ઇત્યાદિ બાબતોથી મોહમુગ્ધ બની તેનું નિરૂપયોગી અનુકરણ કરવાને તત્પર થઇએ છીએ; પરંતુ આપણી સાંસારિક સ્થિતિ શી છે, તેમા સુધારો કેરી રીતે થઇ શકે, આપણા સામાજીક બંધારણમાં કયે કયે સ્થળે છિદ્રો છે, તત્સંબંધી લેશ પણ વિચાર કરતા નથી. આ નવલકથામાં લેખકે આપણા સંસારનું આબેહુબ ચિત્ર બુદ્ધિકૌશલ્યપૂર્વક દોર્યું છે. પતિપ્રેમી, સત્ચરિત્રા, આદર્શ મહિલા લક્ષ્મીનું પાત્ર આ નવલકથા વાંચનારના હૃદયને હચમચાવી મેલે છે. કેટલાક સામાજીક વિષયો આ વાર્તાના વળામાં એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે એક વખત પુસ્તક વાંચવા હાથમાં લીધા પછી તે પૂરૂં કર્યા સિવાય મૂકવું ગમતું નથી.

રોયલ સોળ પેજી કદ, પૃષ્ઠ સંખ્યા ૨૭૨. સોનેરી પાકું પુંઠું.

**કીમત રૂ. ૧-૦-૦**

**તરૂણ તપસ્વિની**—ભાગ ૧ લો તથા ૨ જો-લેખક-સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા. પાપ, પુન્ય, પરોપકાર, સામાજીક નીતિ ઇત્યાદિનું જ્ઞાન આપનારી અને અનેક ભેદ ભરમોથી ભરપૂર આ નવલકથામાં સાધુ સ્વરૂપી શયતાનનાં ભયંકર પૈશાચિક કર્મો વાંચતાં હૃદય સ્તબ્ધ બની જાય છે. બન્ને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. દરેક ભાગમાં ૪૦૦ પૃષ્ટ. દરેક ભાગની કી. રૂ. ૧-૮-૦.

# અન્ય વિધવિધ પુસ્તકો.

**જર્મનીની ઉન્નતિ શાથી થઇ?**—(રાજ્યદ્વારી ચર્ચાથી છેકજ અલગ) અનુવાદક—રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન. અત્યારે જર્મનીનું નામ આખા જગતમાં જાણીતું થઇ ગયું છે. જર્મન કયસરની ભયંકર મહત્ત્વાકાંક્ષાએ ઉન્નતિના શિખરે પહોંચેલા જર્મની દેશને અધોગતિની ઉંડી ખાઇમાં ધકેલી દીધો છે. પોતાની એ મહત્ત્વાકાંક્ષા પાર પાડવાને કયસરે કરેલા પ્રયત્નમાં સહાયભૂત થયેલી 'જર્મનીની ઉન્નતિ' શાથી થઇ એ આપણા જેવા ઉન્નત બનવાની અભિલાષા રાખનારાઓએ જાણવાની ખાસ જરૂર છે. આ પુસ્તકની ઉપયોગિતાના સંબંધમાં વિશેષ લખવાની કશી પણ જરૂર નથી. ગ્લેઝડ કાગળ, રોયલ બારપેજી પૃષ્ઠ સંખ્યા ૨૫૨. પાકું પુંઠું કીં. રૂ. ૧—૧૦—૦.

**અદ્ભુત આગબોટ**—(વૈજ્ઞાનિક નવલકથા.) અનુવાદક રા. જયન્ત. વર્તમાન યુદ્ધમાં જલાંતઃસંચારિણી નૌકાઓ અદ્ભુત કાર્યો કરી રહી છે. આ નૌકાઓના સંબંધમાં જાણવાજોગ હકીકત આ નવલકથામાં આપવામાં આવી છે. સમુદ્રના ભીતરનો ભેદ, સમુદ્ર તળની લીલા, જળની અંદર દીર્ઘ પ્રવાસ કરનારી નૌકામાં વિદ્યુત શક્તિના પ્રભાવથી તથા કેટલીક આશ્ચર્યકારક શોધોથી ઉપજાવેલી નવીન સૃષ્ટિ આદિ વિષયોનું આ નવલકથામાં રસમય ભાષામાં વર્ણન આપવામાં આવ્યું છે. પૃષ્ટ સંખ્યા ૨૪૪. પાકું પુંઠું કીં. રૂ. ૧—૦—૦

**પ્રવાસીના પત્રો**—લેખક કેશવલાલ હરગોવિંદદાસ શેઠ. ગ્રામ્ય જીવન ગાળતા સુશિક્ષિત લોકની, થોડા શ્રમે અને અલ્પ આર્થિક

સહાયથી અવકાશના સમયમાં શી રીતે ઉત્કૃષ્ટ સેવા બજાવી શકાય તેની રૂપરેખા, સાધનો માટેના પ્રશ્નો, લોકમત કેળવવાની સૂચનાઓ, ટુંકામાં આપણું જીવન ઉન્નત, પવિત્ર અને આદર્શરૂપ બનાવી શકીએ એવા માર્ગો આ પુસ્તકમાં પત્રો દ્વારા દર્શાવવામાં આવ્યા છે. ઉંચા કાગળો, પૃષ્ટ સંખ્યા ૨૦૬ કી. રૂ. ૧-૦-૦.

**શાહજહાનના છેલ્લા દિવસો**—અથવા માધવી કંકણ. પ્રયોજક-ઠક્કુર નારાયણ વિસનજી. સ્વર્ગીય બાબુ રોમેશચંદ્ર દત્ત કૃત 'માધવી કંકણ' નો આ અનુવાદ અતિ રસિક અને મનોહર છે. પ્રસંગો ચિત્તાકર્ષક અને મનોવેધક છે. આ નવલકથામાં વીર, શૃંગાર અને કરૂણા ત્રણે રસનો કૌશલ્યપૂર્વક સમાવેશ કરવામાં આવ્યો છે. ઉંચા કાગળ રોયલ બારપેજી પૃષ્ટ સંખ્યા ૨૬૦ કી. રૂ. ૧-૮-૦.

**સુંદર અને વિદ્યાનંદ**—અથવા 'પ્રેમનો ચિતાર' (આવૃત્તિ ૨ જી.) પ્રો. નરભેશંકર પ્રાણજીવન દવે એમ. એ. આ નવલકથામાં તેના વિદ્વાન્ કર્તાએ સાંસારિક ઘટનાઓનું એવું આલેખન કર્યું છે કે જે વાંચતાં વાચક મુગ્ધ બની જાય છે. શુદ્ધ સ્નેહ, વિષયવાસના, આશ્ચર્યજનક કિન્તુ સંભવિત બનાવો, વગેરે વાંચતાં મનરંજન થાય છે. સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પુંઠું. પૃષ્ટ સંખ્યા ૨૦૦ કી. રૂ. ૧-૪-૦.

**જીવન શિક્ષા**—ભાષ્યકાર-રાવજીભાઇ ઇશ્વરભાઇ અમીન. સુપ્રસિદ્ધ અમેરિકન વિદુષી બાઇ મીસીસ ઇલીઝાબેથ ટાઉનના "Lessons in Living" નામક ગ્રંથનું આ રૂપાંતર છે. આ પુસ્તકમાં જીવનનો પાયો, સૃષ્ટિના મૂળ સાત સિદ્ધાન્તો, પ્રકૃતિનો તામસ સ્વભાવ, પાપનું રૂપાન્તર, નૂતન મતનું ધોરણ, વિકાસક્રમ, સર્વજ્ઞ શી રીતે થવું, મનના સંદેશાની નવી પદ્ધતિ, માનસિક અંતઃ

પ્રવેશ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ, મન અને શરીરની પરસ્પર ક્રિયા, ઇત્યાદિ જીવનના ઉંચામાં ઉંચાં લક્ષ્યો સમજાવવામાં આવ્યાં છે. અંગ્રેજીમાં આ પુસ્તકની લાખો નકલો ખપી ગઇ છે. અંગ્રેજી નહિ જાણનાર અધ્યાત્મ જ્ઞાનાભિલાષી માટે આ પુસ્તક ખાસ વાંચવા યોગ્ય છે. પાકું સોનેરી પુંઠું. પૃષ્ટ સંખ્યા ૧૮૪ કી રૂ. ૧—૮—૦.

**રણઘેલા રજપુતો**—યાને 'સતાઓનું શૂરાતન' ભાગ ૧ લો તથા ૨ જો. લેખક વ્રજલાલ જાદવજી ઠક્કર. આ નવલકથામાં શૂરવીર રાજપુતોનાં અદ્દભુત પરાક્રમો, સતી સ્ત્રીઓની શૂરવીરતા અને સ્વદેશપ્રેમ, યવન શાહાનશાહની વિલાસપ્રિયતા, છળકપટના વિવિધ પ્રસંગો, સિંધુ રાજ્યનો પ્રાચીન ઇતિહાસ, ઇત્યાદિ અનેક હૃદયદ્રાવક પ્રસંગો આપવામાં આવ્યા છે. બન્ને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. પ્રથમ ભાગ પૃષ્ટ સંખ્યા ૩૧૨. કી. રૂ. ૧—૮—૦ દ્વિતીય ભાગ પૃષ્ટ સંખ્યા ૩૦૭ કી. રૂ. ૧—૮—૦.

**અકબર રાજ્ય રહસ્ય**—ભાગ ૧ લો તથા ૨ જો. **સચિત્ર.** અનુવાદક વ્રજલાલ જાદવજી ઠક્કર. અકબરશાહ જેવા ન્યાયી, પરોપકારી અને દયાળુ રાજાના રાજત્વકાળમાં પણ નીચ અને દુરાચારી મનુષ્યો કેવાં ભીષણ અને હૃદયદ્રાવક નીચ કાર્યો કરતાં પણ અટક્યા નહોતા તેનો અસરકારક ચિતાર આપવામાં આવ્યો છે. બંને ભાગનાં પાકાં સોનેરી પુંઠાં. પ્રથમ ભાગ પૃષ્ટ સંખ્યા ૩૩૮ કી રૂ. ૧—૪—૦ દ્વિતીય ભાગ પૃષ્ટ સંખ્યા ૨૬૪ કી. રૂ. ૧—૪—૦

**કાળરાત્રિનું ખુની ખંજર**—ભાગ ૧ લો (આવૃત્તિ ૨ જી.) સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા. સત્તા મળતાં ઉચ્છૃંખલ અબળા તેનો કેવો દુરૂપયોગ કરે છે એ વસ્તુનો દ્રષ્ટાંત રામનગરની રાજરાણી કાળરાત્રિ પૂરો પાડે છે. આ વાર્તામાં કાળરાત્રિની કુટિલતા, કુસુમ-

ની દ્રઢતા, મહેન્દ્રની મહત્તા, સાસરવાસ કે નરકાવાસ, પત્ની કે પિશાચિની, નિર્દોષ પર ઝઝુમી રહેલું ખંજર, આદિ હૃદયભેદક પ્રસંગો આપવામાં આવ્યા છે. ત્રણ સુંદર ફોટોગ્રાફીક ચિત્રો. પૃષ્ટ સંખ્યા ૩૨૦. પાકું સોનેરી પુંઠું. કી. રૂ. ૧–૧૨–૦.

**કાઠીયાવાડી-જવાહીર**—યા "કાઠીયાવાડનું જૂનું સાહિત્ય" સંપાદક–કવિ ખીમજી વસનજી ભટ્ટ. કાઠિયાવાડનું ઘણું જૂનું અને ઉપયોગી સાહિત્ય અંધકારમાં પડી રહેલું છે. તે સાહિત્યની ખોળ કરી, તેની સાથે વિવેચન આપી સંપાદકે સોન, હલામણ જેઠવો, ઉજળી, વૈજાણંદ, વિકો, કાળો ભીલ, વિક્રમશી, નાગબાઇ, રામંડળીક, નાગ, ગોલણવાળો, સાંખડો, ખીમરો, ઓઢો, હોથલ, રા નવઘણ, મુલુમાણેક વગેરેના ૫૦૦ દુહા–સોરઠા આ પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યાં છે. ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક અતિ ઉપયોગી છે. કાઠિયાવાડનું અભિમાન ધરાવનારે તો ખાસ રાખવા લાયક છે. પાકું સોનેરી પુઠું. સોળ પેજી પૃષ્ટ સંખ્યા ૨૮૦. ઉંચા કાગળ કીં. રૂ. ૧॥.

**દગાબાજ દુનિયા**—ચમત્કારિક હૃદયવિદારક ઘટનાઓથી ભરપૂર સાંસારિક નવલકથા. પ્રયોજક વ્રજલાલ જાદવજી ઠક્કર. આ નવલકથાનું વસ્તુ ચિતાકર્ષક છે. આ વાર્તા જ્યારે સાપ્તાહિક પત્ર "ઇન્ડીયન લોયલિસ્ટ"માં ક્રમશઃ પ્રકટ થતી ત્યારે વાંચક વર્ગનું ઘણું આકર્ષણ કરી શકી હતી. લક્ષ્મીનો લોભ મનુષ્યને નીચતાની કેટલી હદે પહોંચાડે છે એનો આ વાર્તામાં ચિતાર આપવામાં આવ્યો છે. ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું સોનેરી પુઠું. રોયલ બાર પેજી પૃષ્ઠ સંખ્યા ૨૧૮. કી. રૂ. ૧–૮–૦

**વિદ્યાસાગર-ભાગ ૧ તથા ૨**—આ સાંસારિક કથા વિદ્યાના સાગર રૂપ હોવાનો વિદ્વાનોએ અભિપ્રાય આપ્યો છે. બે ભાગનાં ૩૦૦ પૃષ્ટ મૂલ્ય ૧૨ આના.

**લતા અને લલિતા**—ભાગ ૧ થી ૪. ચુનીલાલ વર્ધમાન શાહકૃત અત્યંત વખણાઇ ગએલી બોધક સચિત્ર નવલકથા. દરેક ભાગનાં ૨૦૦ પૃષ્ટ અને મૂલ્ય રૂ. ૧.

**કાશ્મીર અને કેસરી**—ચુનીલાલ વર્ધમાન શાહકૃત ઐતિહાસિક નવલકથા. પૃષ્ટ ૨૫૦. કી. રૂ. ૧.

**ભાગ્યદેવીની ભયંકરતા અથવા આદર્શ વિધવા**—મનુષ્ય જીવનમાં કષ્ટની પરિસીમાનું દર્શન કરવું હોય તો આ નવલકથા વાંચો. પૃષ્ઠ ૨૦૦, ચાર સુંદર ચિત્રો, મૂલ્ય રૂ. ૧ા.

**પિશાચ મંદિર**—ભાગ ૧-૨. રેનોલ્ડઝના 'બ્રોંઝ સ્ટેચ્યુ' ને આધારે લખાએલી ભેદપૂર્ણ અને મનોરંજક નવલકથા. એનું એક પ્રકરણ વાંચ્યા પછી બીજું, ત્રીજું, ચોથું એમ સઘળાં પ્રકરણો વાંચવાની જિજ્ઞાસાને તમે રોભાવી શકશો નહિ. સુંદર ચિત્રો સાથે સંપૂર્ણ નવલકથા. બન્ને ભાગના રૂ. ૪.

**સંસાર સંગ્રામ**—ધર્મપરાયણ સાધ્વી સતીઓ પર સંકટના પહાડો તૂટી પડવા છતાં કેવી અડગ અને અચળ રીતે પતિભક્તિમાં લીન રહે છે તે દર્શાવનારી આ સાંસારિક નવલકથા વાંચવા જેવી છે. મૂલ્ય રૂ. ૨. ૩૫૦ પૃષ્ઠ, પાકું પુંઠું.

---

**મળવાનું સ્થળ:—**

# પુંજાલાલ ભગવાનદાસ પારેખ.

**બુકસેલર અને પબ્લીશર.**

**વઢવાણ સીટી.**

